તૈયાર કરવાની તજવીજમાં હતો, તે અરસામાં શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રીનું મળવાનું થયું અને તેમની સાથે એ વિષે વાતચીત થતા, પોતે તેની કોપી કરી આપવાનું ખુશીથી સ્વીકાર્યું અને તે યોગ્ય થતું હતું.

આપણા પ્રાચીન કાવ્યસાહિત્યનું એમનું વાચન અને અભ્યાસ બહોળા તેમજ માર્મિક છે, એટલું જ નહિ પણ તેના સંપાદન કાર્યમાં કુશળતા મેળવેલી છે, એ શ્રી. કેશવરામે મહાભારતનાં પાચ પર્વો શ્રી ફાર્બસ સભા માટે તૈયાર કર્યા છે, તે ઉપરથી માલુમ પડશે.

તદુપરાત સંસ્કૃતના તેઓ સારા અભ્યાસી છે, એ એક વિશેષ લાભ હતો.

પ્રસ્તુત કાવ્યનું સંપાદનકાર્ય, આમ એક નિષ્ણાતને હાથે થવા પામ્યુ છે, એ આપણે ખુશી થવા જેવું છે.

અગિયારમા સૈકાના અંત ભાગમાં પંડિત શ્રીકૃષ્ણ મિશ્રે વિષ્ણુભક્તિના સમર્થનમા "પ્રબોધચંદ્રોદય" નામે એક રૂપક નાટક લખ્યું હતુ અને તે બહોળી ખ્યાતિ પામ્યું હતું, એટલુજ નહિ પણ તેનાં અનેક અનુકરણો સરકૃત તેમ ગુજરાતીમાં થયાં છે. ચૌદમા સૈકામા આપણા પ્રાતમા વિષ્ણુભક્તિને પ્રાબલ્ય મળતાં એમ લાગે છે કે કવિ ભીમે 'હરિલીલા ષોડશકલા' અને 'પ્રબોધપ્રકાશ' જનતાને પ્રબોધવા, મૂળ સંસ્કૃત ઉપરથી ગુજરાતીમા ઉતાર્યા હતા.

તેની લોકપ્રિયતાની બીજી સાબિતી વળી એ મળે છે કે ગયા સૈકામા જુદા જુદા હાથે એ નાટકના ત્રણ અનુવાદો ગુજરાતીમા પ્રસિદ્ધ થયા હતા; એટલે પ્રાચીન કાવ્યસાહિત્યના અભ્યાસીને આ પ્રકાશન મહત્ત્વનુ માલૂમ પડશે, તેમજ સામાન્ય જનતાને પણ એક ભક્તિગ્રંથ તરીકે તેમા રસ પડશે.

અમદાવાદ
... ... ... ૩૬

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ. સેક્રેટરી

श्रीकृष्ण: ।

# સમ્પાદકીય

## ૧. સંસ્કૃત પ્રબોધચન્દ્રોદય નાટક

વિક્રમની અગિયારમી સદીમા મગધ દેશમા રાજ્ય કરતા રાજા કીર્તિવર્માના રાજ્યકાળમા શ્રીકૃષ્ણ નામના એક મહાનુભાવ ચતુર્થાશ્રમી મૈથિલ કવિયે શાન્તરસપ્રધાન આ નાટકની રચના કરેલી. આ નાટકની રચના કોઇ ઐતિહાસિક વસ્તુનો સમાશ્રય કરીને યા લૌકિક કોઇ માનવ નાયકને કલ્પીને નથી કરવામા આવી; જ્ઞાનમાં મુખ્ય કારણરૂપ રહેલા વિવેકને રાજા તરીકે કલ્પી મુખ્ય નાયક બનાવી, અજ્ઞાનના કારણરૂપ મોહ રાજા—પ્રતિનાયક પર તેના વિજયની કથા અને અજ્ઞાને ઘેરાયેલા જીવાત્મા=પુરુષને પ્રબોધની પ્રાપ્તિ=જ્ઞાન-પ્રાપ્તિ કરાવવામા આવી છે. પાત્રો તરીકે પણ કાપાલિક, ભિક્ષુ, ક્ષપણક, ચાર્વાકમતવાદી વગેરે જુજ પાત્રો સમ્ભવિત માનવતાવાળા સ્વીકારી બાકીના બધા જ્ઞાનમાર્ગના સિદ્ધાન્તમા પારિભાષિક સ્વરૂપમા વપરાતા સાધનો-ગુણો, અજ્ઞાનજનક સાધનો અને દુર્ગુણોને સજીવ કરી આપવામા આવ્યા છે.

ગૂજરાતના રાજા કુમારપાલ સોલંકીને નાયક તરીકે રાખી તેનો મોહ ઉપર વિજય ચીતરતું તેનાજ સમયમા રચાયેલું મોહપરાજય નામક સંસ્કૃત નાટક જે ઉદ્દેશથી રચાયેલું છે, તેના કરતા આ નાટકની સાર્વદેશિકતા આ રીતે વિશિષ્ટતા જીતી જાય છે.

## ૨. રૂપકરચના

આવી જાતની રૂપકમૂલક કથાઓ, આખ્યાયિકાઓ તે પૂર્વે પણ રચાયેલી પ્રાપ્ત થાય છે; પરન્તુ જે વિશિષ્ટતાથી આ પ્રકરણ રૂપક રચાયેલૂ છે, તે વિશિષ્ટતાથી તો નહીંજ. મહાભારત, રામાયણ કે કૃષ્ણલીલાની કથાઓને આવા રૂપકમૂલક આખ્યાનો માનવાનો

એક મત પ્રચારમાં આવતો જાય છે; એ વસ્તુને અહીં જરાપણ સ્પર્શ કરવા માગતો નથી; સ્પષ્ટ સ્વરૂપમાજ જરાયે મતભેદ વિના મનાતાં રૂપકોને ઉદ્દેશીનેજ આ વસ્તુ બતાવવા ચાહું છું.

શ્રીમદ્ભાગવતના ચતુર્થ સ્કન્ધમાં આવતું પુરઞ્જનોપાખ્યાન સારામાં સારા રૂપકનો નમૂનો છે. તેજ ગ્રન્થના પઞ્ચમ સ્કન્ધમાં આવતી ભવાટવીનું વર્ણન સામાન્ય છે અને તેમાં વિશિષ્ટ રૂપકનો સમાશ્રય નથી.

અર્વાચીન સંસ્કૃત સાહિત્ય (Classical Literature)માં તો શ્રીકૃષ્ણમિશ્રનું પ્રબોધચન્દ્રોદય આવા રૂપકોમાં પ્રથમ જ અને વિશિષ્ટ તેમજ શ્રેષ્ઠ છે. એ પછીના સંસ્કૃત રૂપકોમાં "યશઃપાલકૃત[1] મોહરાજપરાજય (સં. ૧૨૮૫-૮૮), વેઙ્કટનાથકૃત સઙ્કલ્પસૂર્યોદય, અનન્તનારાયણસૂરિકૃત માયાવિજય, વાદિચન્દ્રકૃત જ્ઞાનસૂર્યોદય, પદ્મસુન્દરકૃત જ્ઞાનચન્દ્રોદય, કવિ કર્ણપૂરકૃત ચૈતન્યચન્દ્રોદય, આનન્દરાયમખીકૃત વિદ્યાપરિણય, જયશેખરસૂરિકૃત પ્રબોધચિન્તામણિ", અને નૃસિંહારણ્યમુનિકૃત વિષ્ણુભક્તિચન્દ્રોદય વગેરે પ્રાપ્ત થાય છે.

આ બધાજ રૂપકો (નાટકો) કે કાવ્યો છે અને સંસ્કૃત ભાષામાં રૂપકોમાં એટલે કે શ્રાવ્ય કાવ્યોમાં આ વિષય વધારે સુન્દર રીતે આપી શકાય એ સ્પષ્ટ છે. પાત્રોના આલેખન ઉપરથી પ્રેક્ષકો ઉપર જે છાપ પડે, તે કાવ્ય વાચવાથી ન પડે. એ માટે જ સંસ્કૃત કવિયોએ રૂપકરચના પસન્દ કરી છે.

આપણા જૂના ગૂજરાતી કવિયોએ આવી પદ્ધતિનાં કથાનકો આપવાનો પ્રયત્ન કર્યો છે. "જિનપ્રભાચાર્યના[2] ભવ્યચરિતને જો પ્રાચીનતમ ગણીએ તો ગૂજરાતી ભાષામાં એ સૌથી જૂનું રૂપક છે. × × × જિનપ્રભુ–મોહરાજવિજયોક્તિ–એ કાવ્ય પણ આજ કક્ષામાં આવી શકે છે. એ પછી સં. ૧૪૬૨ના અરસામાં રચાયેલું

૧ રા. ભોગીલાલ સાંડેસરાની ભવ્યચરિતની પ્રસ્તાવના, શ્રીફાર્બસ ગુજ. સભા "ત્રૈમાસિક" પુ. ૧૪૫. ૨. એજન. પુ, ૧૪૬.

જૈન કવિ જયશેખરસૂરિકૃત ત્રિભુવનદીપકપ્રબન્ધ અથવા પ્રબોધ-ચિન્તામણિ આવે છે." ૧૬ મી સદીથી ૫છીના પ્રબોધપ્રકાશ (સંસ્કૃત પ્રબોધચન્દ્રોદયનો ભીમનો ભાષાનુવાદ—સં. ૧૫૪૬), જૈનકવિ સહજસુન્દરનો આત્મરાજ રાસ (સં. ૧૫૮૨), મહાકવિ પ્રેમાનન્દનો વિવેકવણઝારો, સુમતિસ્ગ્ગની મોહવિવેકની ચોપાઇ (સં. ૧૭૨૨), ધર્મમન્દિરનો મોહવિવેકનો રાસ (સં. ૧૭૪૧), જિનદાસનો વ્યાપારી રાસ (સં. ૧૭૯૧) અને જીવરામભટ્ટકૃત જીવરાજ શેઠની મુસાફરી (સં. ૧૮૦૦), આ મુખ્ય છે. સુમતિ-તરંગ અને ધર્મમન્દિરના કાવ્યો એ કવિ જયશેખરસૂરિકૃત સંસ્કૃત પ્રબોધચિન્તામણિના ભાષાનુવાદરૂપે છે ખુદ જયશેખરસૂરિનો ત્રિભુવન-દીપકપ્રબન્ધ પણ તેમનાજ સંસ્કૃત પ્રબોધચિન્તામણિનો અનુવાદ છે. આ ઉપરાંત પણ ઘણા કવિઓએ આ પદ્ધતિના કાવ્યો ગુજરાતી-માં આપ્યા છે,[૪] તે કોઇ સ્વતન્ત્ર તો કોઇ કથારૂપે વચ્ચે ઉદાહરણ તરીકે મૂકેલા.

આ બધાનો ઉદ્દેશ જીવને અજ્ઞાનમાથી બચાવી જ્ઞાનદશા તરફ વાળવાનોજ રહેલો છે આવા પ્રયત્નો માત્ર હિન્દમાજ નહીં પણ અન્ય દેશોમા પણ થયા છે બન્યન ચરિત એ સારામા સારો ખ્રિસ્તી મતવાદીઓનો ગ્રન્થ છે સામાન્ય વાતચીતમા કે ઉપદેશમા ગુણ-દુર્ગુણ પર વાત કરતા લોકોને કણ્ટાળો ઉપજે, એ અતિ સ્વાભાવિક છે, એટલેજ રૂપક આપી કથાવિસ્તાર કરવાના સર્વત્ર પ્રયત્ન થયા છે.

### ૩ પ્રબોધચન્દ્રોદયકાર

કવિ શ્રીકૃષ્ણમિશ્રે પ્રબોધચન્દ્રોદયના રચનમા તેવા કોઇ પણ નાટક કે કાવ્યનો સમાશ્રય કર્યો છે કે નહીં, તે વસ્તુ નાટકમાથી

---

૩. એજન પૃ ૧૪૬ ૪ ઉદયરત્નકૃત જૈનવણઝારો, ભાવણકૃત રેંટિયો, શામળનો ઉદ્યમકર્મસંવાદ, દયારામનો લોચનમનનો ઝગડો વગેરે (એજન પૃ ૧૪૬).

પ્રાપ્ત થતી નથી; એટલે એમ માની શકાય કે તેણે પોતાની અસાધારણ કલ્પના શક્તિ–પારિભાષિક ભાષામાં 'પ્રતિભા'ના બળે આ નાટક–પારિભાષિક ભાષામાં 'પ્રકરણ–રૂપક' રચ્યું હોય. આ નાટકની એક વિશિષ્ટતા એ છે કે પ્રસ્તાવનામા સૂચવ્યા પ્રમાણે તે મગધપતિ કીર્તિવર્માના દરબારમાં ભજવાયું હતું.[૫]

ચેદીપતિ કર્ણે મગધપતિ કીર્તિવર્માને પરાજય આપેલો; પરન્તુ ગોપાલ[૬] નામના અમાત્યના પૂરા પ્રયત્ને કીર્તિવર્માને રાજ્યપ્રાપ્તિ ફરી થઈ.

ચેદીપતિ (બુન્દેલખણ્ડના રાજા) કર્ણદેવ ઉપર મગધપતિ કીર્તિવર્માનો વિજય ઇ. સ. ૧૦૬૫માં[૭] થયો હતો; એટલે આ નાટકનો રચનસમય તે પૂર્વેજ ઠરે છે; કેમકે પ્રસ્તાવનામાંજ સૂત્રધાર[૮] તેવી જાતનું સૂચન કરે છે.

શાન્ત રસને પ્રધાન રાખી બીજા આઠે રસોને પ્રસઙ્ગોપાત્ત વર્ણવી કવિયે નાટ્યશાસ્ત્રના સમગ્ર નિયમોનું યથાર્થ પાલન કરી આ નાટક[૯] રચ્યું છે. એની યથાર્થતાનું પ્રદર્શન અહીં અપ્રસ્તુત છે.

આ નાટક અત્યારે ઉપલબ્ધ થતા આ પદ્ધતિનાં નાટકોમાં અપૂર્વ છે; અને માત્ર ગૂજરાતી ભાષામાંજ નહીં, હિન્દી વગેરે અન્ય ભાષાઓમા પણ કેટલાયે અનુવાદો થયા છે. કેવલાદ્વૈત સિદ્ધાન્ત પ્રમાણે જ્ઞાનમાર્ગની ઉચ્ચ ભૂમિકાનું આમા કવિયે શ્રેષ્ઠત્વ નિરૂપ્યું છે. "**अहं ब्रह्मास्मि**" એ આદ્ય શ્રીશઙ્કરાચાર્યજીના જીવેશ્વરની અભિન્નતા–અનન્યતા બતાવતા સિદ્ધાન્તનો પુરુષને[૧૦] પ્રબોધચન્દ્રોદયથી

૫. પ્રબોધચન્દ્રોદય (નિર્ણય સાગર પ્રેસની સં–આવૃત્તિ) પૃ. ૧૩.
૬. એજન, પૃ. ૧૫

૭. અમ્બાલાલ બુ. જાની: શ્રીહરિલીલાષોડશ કલા–ઉપોદ્ઘાત, પૃ. ૧૨૯. ૮. પ્રબોધચન્દ્રોદય (સં.) પૃ. ૧૩ (નિ. સા.). ૯. જુવો આ સંસ્કૃત નાટક ઉપરની નાષ્ડિલ્લગોપ પ્રભુની ચન્દ્રિકા નામક ટીકા. ૧૦. એજન પૃ. ૨૩૯.

" **विश्वात्मकः स्फुरति विष्णुरहं स एव.** " એ ભાવની જાગૃતિના સૂચનદ્વારા કવિયે આમા સમ્પૂર્ણ પરિચય કરાવ્યો છે.

કવિ સ્વયંજ વેદાન્તશાસ્ત્રમા પારંગત હતા. નાટકની પ્રસ્તાવનામાથી તેમના વિશે વિશેષ પ્રાપ્ત કશુયે નથી થતું, માત્ર સૂત્રધાર[૧૧] તેમને અમાત્ય ગોપાલના મુખમા ' **अस्मद्गुरु** ' કહેવડાવે છે, પરન્તુ એમની વેદાન્તની પરિભાષામા આવતા સમગ્ર વિષયોનું નાટકમાથી પ્રસિદ્ધ થતૂ જ્ઞાનજ, એમની વેદાન્તજ્ઞાનિતા માટે પૂરતૂં છે એઓને માટે 'યતિ' એવૂ વિશેષણ એમના નામ સાથે જોડાયેલૂ છે. આ ઉપરથી માની શકે કે તેઓ જ્ઞાનમાર્ગીય દણ્ડી સન્યાસી હોય ! શાન્તરસ પ્રધાન નાટક રચવામા એ કારણ મને તો પ્રધાન લાગે છે. એમણે પ્રાપ્ત કરેલા કાવ્યશાસ્ત્રીય જ્ઞાનનો શૃઙ્ગારાદિપ્રધાન નાટકો રચવામા વ્યય ન કરતા બોધપ્રધાન નાટક રચવામા સદુપયોગ કર્યો છે, એજ એમની વિરક્તિનૂ સૂચન આપે છે આ ઉપરાંત બીજા ધર્મોના તલસ્પર્શી જ્ઞાનનો પરિચય આ નાટકમાથી પ્રાપ્ત થાય છે, જે તેમના દેશાટનનો ખ્યાલ આપે છે, અને એ દેશાટન તેમના ચતુર્થાશ્રમને આભારી હોય તો તે કાઇ ઓછૂ સમ્ભવિત નથી.

આ સર્વ ઉપરથી એમ માની શકાય કે એઓ દણ્ડી સન્યાસી હોય, તેમણે દેશાટન સારી રીતે કર્યૂ હોય, વેદાન્તશાસ્ત્રમા પૂરૂ પ્રભુત્વ મેળવ્યૂ હોય અને વિરક્ત દશામા પણ રાજાઓ તરફના માનને સમ્પૂર્ણ પાત્ર રહ્યા હોય. (તે ગોપાલ અમાત્યના ગુરુ તો **નાટકની પ્રસ્તાવનામાના સૂત્રધારના** શબ્દોથીજ સ્પષ્ટ છે, યતિ **શ્રીકૃષ્ણમિશ્રને ગોપાલ** તરફ પક્ષપાત છે તે પણ સ્પષ્ટ છે, કેમકે **કીર્તિવર્માના** વિજયનો આધાર ગોપાલની શક્તિયોમાજ તેમણે ચીતર્યો છે) વિક્રમની બારમી સદીની પ્હેલી પચીશીમા તો તેની સ્થિતિ **કીર્તિવર્માના** સમકાલીનત્વથી સ્પષ્ટ છેજ.

---

૧૧. પ્ર ચ નાટક પૃ ૧૩

આ કૃતિ શ્રેષ્ઠ છે, એ નિર્વિવાદ છે; અને એ ઉપરથી આપણા ગૂજરાતી કવિ ભીમનો વિચાર તે નાટકનો અનુવાદ કરવા માટે થયો છે. આ નાટક મગધ દેશમાંથી છેક ગૂજરાત અને તેમાં પણ છેક સૌરાષ્ટ્રના છેડે પ્રભાસપાટણ સુધી ખ્યાતિ પામી ગયેલું તેમજ તે કાળમાંયે તેનો અનુવાદ જનતા સમક્ષ મૂકવા જેટલી શ્રેષ્ઠતા પામેલું, એ કાંઇ એ નાટકની ઓછી શ્રેષ્ઠતા તેમજ સર્વપ્રિયતા બતાવતું નથી.

## ૪. ભીમ અને પ્રબોધપ્રકાશ

ભીમે પ્રબોધપ્રકાશમાં શ્રીકૃષ્ણ મિશ્રનું નામ ક્યાંય આપ્યું નથી; [12]એકવાર આરંભમાં કડી ૨૬ મીમાં અને પછી દરેક અંકને છેડે—" પ્રબોધચન્દ્રોદય વિજ્ઞાન, " એવો ઉલ્લેખ કરે છે. આ અનુવાદ શબ્દશઃ નથી; પરન્તુ ભાવાનુવાદ છે, એથી કરીને કેટલાયે સ્થળોયે તેણે પ્રસંગ ટૂંકાવી નાખ્યા છે; શ્લોકના અનુવાદ તો બાગ્યેજ તે પૂરેપૂરા આપે[13] છે, અને કેટલાક પ્રસંગોમાં તો તેણે પોતા તરફથી ઉમેરો કર્યો છે. પરિશિષ્ટ બીજું જોવાથી તે વસ્તુનો ખ્યાલ આવશે. તેમાં નિર્દેશ્યા મુજબ તેણે પ્રબોધચન્દ્રોદયમાંથી શ્લોકો સમ્મતિ ખાતર ઉતાર્યાં છે. આ વસ્તુનો તેણે ઉલ્લેખ પણ કર્યો છેઃ—

'શ્લોક કહું તે સંભળજો એહજ નાટક માંહિ,
સ્મૃતિ બોલિસ જહાં જહાં [લિખ્યું], તહાં તહાં શબ્દ તથાહિ"
[પ્ર. પ્ર. ૧-૨૪]

[નોંધ—આ પ્રતિમાં સર્વત્ર 'સ્મૃતિ,' શબ્દ પ્રાપ્ત થાય છે, પરન્તુ સં. ૧૫૫૩ વાળી ક પ્રતિમાં તેવા પ્રસંગે 'સંમતિ' શબ્દ મળે છે.]

---

[12] 'વિષ્ણુભક્તજન તણા પ્રમાણે પ્રબોધચન્દ્રોદય અનુવાદ"
[13] [illegible] વિચાર સાર સંક્ષેપ." [પ્ર.-૨૧]

તેણે **तथाहि** શબ્દ મૂકી મૂળ નાટકના શ્લોકો મૂકવાની વાત કરી છે; આ પ્રતિમા આમ છતા કોઇ પણ સ્થળે માત્ર બે અપવાદ– તે પણ પ્રકીર્ણ શ્લોક અઙ્ક ચોથામા **"मद्यं मास"** (પૃષ્ઠ ૪૬ મે) અને પ્રથમ અઙ્કમાની **"तयापि अर्थविसेसो"** એ ગાથા (પૃ. ૧ લે), આ બે બાદ કરતાં બીજા શ્લોકો મળતા નથી. તેના પોતાનાજ રચેલા સંસ્કૃત શ્લોકો પ્રથમ અઙ્કમા ૧–૨, ચતુર્થ અઙ્ક મા ૯૯ મો અને છેલ્લા અઙ્કમા બે એમ પાચ છે. **ખ** પ્રતિની મદદથી ઘણા શ્લોકો યોગ્ય ક્રમમા મળી શકયા છે. **ખ** મા પણ કેટલાકનું તો માત્ર સૂચન છે. **ખ**માથી લીધેલા બધા શ્લોકો મોટા કૌંસમા **ख** ના સૂચન સાથે તેમજ **ख**માં સૂચિત શ્લોકો પ્રબોધચન્દ્રોદયમાથી પૂરા ઊતારી **"ख मा सूचित"** એવી નોધ સાથે ઊતાર્યા છે, અને **अ** તેમજ **ख** એ બન્નેમાં નહીં કે **क**ના સંવાદનો સાથ મળે છે, ત્યા **क**મા પણ નહીં તેવા છતા તે તે સ્થળે જોઇતા શ્લોકો મેં કોઇ પણ જાતની જુદી નોધ વિના મોટા કૌંસમા આપ્યા છે. આની સમ્પૂર્ણ નોધ-સૂચનાદિ **પરિશિષ્ટ ૨જા** મા કરવામા આવ્યા છે.

### ૫. ભીમે કરેલો મુખ્ય ફેરફાર

આ નાટકની પ્રસ્તાવના મૂળ સંસ્કૃતની ન રાખતા **ભીમે** તેમા સારો ફેરફાર કરી નાખ્યો છે. મૂળ સંસ્કૃત નાટકમા પ્રસ્તાવના કેવા પ્રકારની છે, તે વાત મેં આ પૂર્વે બતાવી છે. **ભીમે** આ ભાગ ફેરવી આખું નાટક દ્વારિકામા ભજવાતું હોય, તેવી રીતે ઊઠાવ કર્યો છેઃ—

"અવની કેરુ ભાર ઊતારિ આવ્યા હરિ દ્વારિકા મઝારિ.
સિંહાસણિ સોહઇ સામલા. દિન દિન દીપઇ ચડતી કલા.
નવનિધિ–પૂરિત દ્વારામતી; ભવ–આમય ભેષજ ગોમતી.
ઓજસવન્ત સન્ત પ્રતિહાર; ઘહનિશિ ઉચ્છવ મઙ્ગલ ચાર.
સભા માહિ બઇઠા ધરિ ધીર છપન કોડિ કુલ યાદવવીર.

સુભટ મહારથ સમરથ શર, નિજ સેવક ઉદ્ધવ, અક્રૂર
રાજા ગુણસાગર ગોવિન્દ શ્રીપતિ પૂરણ પરમાનન્દ
ધર્મશિના હરિ આગલિ સાર રચિયૂ નાટક કરી વિચાર"

અને તે પછી મૂળ નાટકમા અમાત્ય ગોપાલ અને કીર્તિવર્માના વખાણ કરવામા આવ્યા છે, તેને બદલે અહીં ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રજીના વખાણ કરવામા આવ્યા છે

પ્રસ્તાવનાને અન્તે પાત્રપ્રવેશ કરાવવા ટાણે જે કથોપોદ્ઘાત નામનૂ પ્રસ્તાવનાનૂ અંગ બતાવ્યૂ છે, તે સ્થગનો તેનો ફેરફાર ઘણોજ સુન્દર છે, મૂળમા આ પ્રમાણે છે —

**विवेकेनैव निर्जित्य कर्णं मोहमिवोर्जितम् ।**
**श्रीकीर्तिवर्मनृपतेर्बोधस्येवोदयः कृत ॥ ९ ॥**

ત્યારે ભીમ જણાવે છે કે—

"ભાર ઉતારુ, મારુ કંસ રાજા સોમ વધારુ વંશ
નરકાસુર વધુ કરુ વિછોહ, યથા વિવેકઇ જીતુ મોહ"

[પ્ર પ્ર ૧–૪૪]

સામાન્ય રીતે નાટ્યકારો નાટકને અન્તે કયા નાટક ભજવાયૂ તે વિશેનો ઉલ્લેખ કરતા નથી, ત્યારે ભીમે તો નાટકને અન્તે પણ ફરી ઉલ્લેખ કર્યો છે કે —

"જિતુ વિવેક જયજયકાર, મહામહોત્સવ મઝુંધ ચ્યારિ
શ્રી શ્રી દ્વારાવતી મઝારિ દમ્ભિત વચન વદિ નરનારિ
જયજય શ્રીપતિ અવાધાર પરબ્રહ્મ લીલા–અવતાર,
કુસુમવૃષ્ટિ ઇન્દ્રાદિક કરઇ, મુનિવર નિજ આશી ઉચ્ચરઇ"

[પ્ર પ્ર ૬–૭૦, ૭૧]

અનુવાદમા કથાનો વિચ્છેદ ન થવા પામે તે પ્રમાણે એણે મૂળ નાટકમાના ભાગો ગાળી નાખ્યા છે

## ૬. નાટકવસ્તુ અને સાર

પરબ્રહ્મ પરમાત્માજ માયા નામની સ્ત્રીથી સંસારમાં પડ્યા છે, જે જીવ-પુરુષ નામે પ્રસિદ્ધ છે. તેને માયાથી મન નામના પુત્રની ઉત્પત્તિ થઇ છે. આ મન પુત્રને પ્રવૃત્તિ અને નિવૃત્તિ એવી બે સ્ત્રીયો છે. આમાંની પ્રવૃત્તિમાંથી મોહના પરિવારનો ઉદ્‌ભવ છે, જ્યારે નિવૃત્તિથી વિવેકના પરિવારનો ઉદ્‌ભવ છે. પુત્રોમાં પરસ્પર લડાઇ થવા પામે છે. આરમ્ભમાં તો મોહ રાજાનો વિજય થાય છે; પરન્તુ પછીથી વિવેક રાજાનો મહામોહ ઊપર વિજય થાય છે અને તેથી કરીને એ પુરુષને આત્મજ્ઞાન કિંવા પ્રબોધની પ્રાપ્તિ થાય છે.

કવિયે અંકવાર નીચેનાં કથાનકો ગૂંથ્યાં છેઃ—

(અંક ૧ લો) સૂત્રધારના મોહ ઊપરના વિવેકના વિજયની વાત સાભળીને કામદેવ પોતાની સ્ત્રી રતિ સાથે એકદમ પ્રદેશ કરે છે, અને મોહના પરાજયની વાત કરનારને શોધવાનો અભિનય કરે છે. પોતાની પત્ની સાથેની વાતમા પોતાના સામ્રાજ્યમા વિવેક વગેરેના વિજયની અસમ્ભાવના સૂચવે છે. રતિ સૂચવે છે કે મોહ અને વિવેકની ઉત્પત્તિ તો એકજ સ્થળેથી સાભળી છે. કામ એ સર્વની ઉત્પત્તિની વાત કહે છે; અને વાતમા એક પિતા અને માતા જુદી, એ રીતે બન્ને સાવકાભાઇયો છિયે, તેવી હકીકત જાહેર કરે છે; અને ઊમેરે છે કે હું બેઠો છું ત્યાસુધી વિવેકને વિદ્યાનો મેળાપ થવા દઇશ નહીં. આ વાત નજીકમા રહેલા વિવેકને કાને પડે છે. અહીં વિષ્કમ્ભક પૂર્ણ થાય છે અને પ્રથમ અંકની સળંગ કથા શરૂ થાય છે. અહીં વિવેક પોતાની પત્ની મતિ સાથે પ્રવેશ કરે છે. વિવેક મતિને દુર્જનસંગતિથી ભૂપાળની થયેલી અપદશાનો ચીતાર આપે છે અને બન્ધ કરનારી અવિદ્યાનું સ્વરૂપ જણાવે છે. એ અવિદ્યાથી જીવાત્મા કેવી રીતે સંસારમા ખૂતી ગયો છે, તે વાત

ઊભેરે છે અને કહે છે કે વિદ્યાના સહ્રંગથી જે પ્રબોધ નામક પુત્રને ઉત્પન્ન કરું તો એ મોહ વગેરે સૌનો નાશ કરી શકાય. મને હિમ્મત છે કે તેમ કરી હું પુરુષને સ્વરૂપ પ્રાપ્ત કરાવીશ. આટલું કહી પ્રબોધની ઉત્પત્તિ માટે શમ–દમ વગેરેની મદદ લેવા માટે વિવેક જાય છે.

( અંક ૨ જો ) દમ્ભ પ્રવેશ કરી મહામોહને ટાળવા વિવેકે જે પ્રયત્ન આદર્યો છે, તેનો મહામોહની આજ્ઞાથી ભગ્ન કરવાનો પ્રયત્ન નિરૂપે છે. ત્યા તેને માર્ગમા અહકારનો ભેટો થાય છે. મોહ રાજાના પ્રવેશનું સૂચન કરી તે બન્ને ચાલ્યા જાય છે. બીજા અંકમાં મોહ પોતાની સમગ્ર સેનાને એકઠી કરી પછી વિવેક-શાન્તિ વગેરે પર વિજય મેળવવા માટે જુદેજુદે સ્થળે રવાના કરે છે.

(અંક ૩ જો )—શાન્તિ અને કરુણા નામની બે સખીયો પ્રવેશ કરે છે, જ્યા પોતાની સાત્ત્વિકી શ્રદ્ધા નામની માતા પાખણ્ડી લોકોના હાથમા ચઢી ગઈ છે, તેને માટે શાન્તિ રુદન કરે છે; એટલુંજ નહીં પણ ચિતામાં પ્રવેશ કરી બળી મરવાની ઇચ્છા બતાવે છે કરુણા તેને તેમ કરતા રોકે છે અને શ્રદ્ધાની ભાળ મેળવવા ચાલવાનું સૂચન કરે છે. બન્ને જણી ત્યાથી શ્રદ્ધાની શોધમા જાય છે; ત્યા મોહના મિત્ર ક્ષપણક દિગમ્બરનો ભેટો થાય છે. ત્યાં તામસી શ્રદ્ધાને જુવે છે. ત્યાથી આગળ ચાલતા બૌદ્ધ ભિક્ષુક મળે છે. ત્યાં તેનેપણ શ્રદ્ધા પણ તામસી માલૂમ પડે છે. અહીં ભિક્ષુકને ક્ષપણક વચ્ચે ધર્મની રકઝક થાય છે; ત્યા કાપાલિક પ્રવેશ કરે છે. કાપાલિની શ્રદ્ધા પોતાના સકંજામાં ભિક્ષુક અને ક્ષપણકને ફસાવી લિયે છે. બન્ને ધર્મથી બીહે છે; પણ કામના ભયે ધર્મ કાંઇ કરી શકે તેમ નથી. તેટલો મનોરથ ગેરે છે. શાન્તિ અને કરુણા આ જોઇ શ્રીવિષ્ણુભક્તિને મળવા માટે જાય છે; કેમકે કદાચ પોતાની માતા સાત્ત્વિકી શ્રદ્ધાની ત્યાથી પ્રાપ્તિ થાય, એ હકીકત કાપાલિકના મુખમાંથી તેમણે સાંભળી છે.

ઊભેરે છે અને કહે છે કે વિદ્યાના મર્ગમાથી જો પ્રબોધ નામક પુત્રને ઉત્પન્ન કરું તો એ મોહ વગેરે સૌનો નાશ કરી શકાય. મને હિમ્મત છે કે તેમ કરી હું પુરષને સ્વરૂપ પ્રાપ્ત કરાવીશ આટલું કહી પ્રબોધની ઉત્પત્તિ માટે શમ-દમ વગેરેની મદદ લેવા માટે વિવેક જાય છે.

( અંક ૨ જો ) દમ્ભ પ્રવેશ કરી મહામોહને ટાળવા વિવેકે જે પ્રયત્ન આદર્યો છે, તેનો મહામોહની આજ્ઞાથી ભંગ કરવાનો પ્રયત્ન નિરૂપે છે. ત્યા તેને માર્ગમા અહંકારનો ભેટો થાય છે. મોહ રાજાના પ્રવેશનૂ સૂચન કરી તે બન્ને ચાલ્યા જાય છે બીજા અંકમા મોહ પોતાની સમગ્ર સેનાને એકઠી કરી પછી વિવેક-શાન્તિ વગેરે પર વિજય મેળવવા માટે જુદેજુદે સ્થળે રવાના કરે છે.

(અંક ૩ જો )—શાન્તિ અને કરુણા નામની બે સખીયો પ્રવેશ કરે છે, જ્યા પોતાની સાત્ત્વિકી શ્રદ્ધા નામની માતા પાખણ્ડી લોકોના હાથમા ચઢી ગઈ છે, તેને માટે શાન્તિ રુદન કરે છે; એટલૂજ નહી પણ ચિતામા પ્રવેશ કરી બળી મરવાની ઇચ્છા બતાવે છે કરુણા તેને તેમ કરતા રોકે છે અને શ્રદ્ધાની ભાળ મેળવવા ચાલવાનૂ સૂચન કરે છે બન્ને જણી ત્યાથી શ્રદ્ધાની શોધમા જાય છે, ત્યા મોહના મિત્ર ક્ષપણક દિગમ્બરનો ભેટો થાય છે. ત્યા તામસી શ્રદ્ધાને જુવે છે. ત્યાથી આગળ ચાલતા બૌદ્ધ ભિક્ષુક મળે છે ત્યા જોયેલી શ્રદ્ધા પણ તામસી માલૂમ પડે છે. અહી ભિક્ષુકને ક્ષપણક વચ્ચે ધર્મની રકઝક થાય છે; ત્યા કાપાલિક પ્રવેશ કરે છે. કાપાલિની શ્રદ્ધા પોતાના સકંજામા ભિક્ષુક અને ક્ષપણકને ફસાવી વિયે છે બન્ને ધર્મથી બીહે છે, પણ કામના ભયે ધર્મ કાઇ કરી શકે તેમ નથી, તેટલો અન્તોષ મેવે છે શાન્તિ અને કરુણા આ જોઇ શ્રીવિષ્ણુભક્તિને મળવા માટે જાય છે, કેમકે કદાચ પોતાની માતા સાત્ત્વિકી શ્રદ્ધાની ત્યાથી પ્રાપ્તિ થાય, તેવી હકીકત કાપાલિકના મુખમાથી તેમણે સાભળી છે.

( અઙ્ક ૪ થો )—પ્રવેશ કરી શ્રદ્ધા પોતાની મૈત્રીને ભૈર-
વીના ઝપાટામાંથી બચી વિષ્ણુભક્તિને શરણે જઈ પોતે કેવી રીતે
છુટકારાનો દમ ખેંચ્યો, તે હકીકત જણાવે છે, તેમજ વિવેક
રાજાયે પોતાને વિષ્ણુભક્તિની પાસે મોહાદિક પર વિજય મે‥‥ળ
માટે શમ-દમ વગેરે યોદ્ધાઓને તૈયાર કરી રવાના ‘જરૂર આ
સન્દેશો પ્હોચાડવા મોકલી છે, તે વાતથી વાકેફ
અઙ્કારમ્ભ થાય છે અને રાજા વિવેક પ્રવેશ કરે
મા જુદાજુદા યોદ્ધાઓ મોહની સેના પર ાં ૧. હરિલીલાષોડશકલા
તે હકીકત રાજાની સમક્ષ રજૂ કરે ૧૫૪૧ અને ૧૫૪૬મા રચાયેલ
પ્રસ્થાન કરે છે અને ..ગ ઉપરથી આપણા સમજવામાં આવે છે.
પ્રભુની સ્તુતિ કરે તો કોઇ પણ કૃતિ અદ્યાપિપર્યન્ત ખાસ જાણવામાં
(અઙ્ક આ બન્ને કાવ્યોમાંનું પ્રથમ ભીમની સ્વતન્ત્રજ કૃતિ
રાજાનો મોરથો નથી. તેણે હરિલીલાવિવેક નામની ભાગવત ઉપ-
કે. તે પર બોપદેવની અનુક્રમણિકાનો આધાર લીધો છે; એટલુંજ.
કે, એટ'પંડિત બોપદેવ દ્વિજ એક કીધુ હરિલીલાવિવેક;
અની તિણિ આધારી મિ કરી કથા, સરોવર જમલુ કૂઉ યથા.
કરે છે [ હરિ. ષો. કલા. ફળશ્રુતિ ૧ ]
આર્ય કવિ પ. બોપદેવની હરિલીલાવિવેક કૃતિને સરોવરની ઉપમા
નાઆપી પોતાની કૃતિને કૂવાની ઉપમા આપે છે; એ એની સરળ-
પણાજ છે; બાકી તો આખા ભાગવતની કથાનો રસિક બાનીમાં તે
સાર ૧૬ કલામાં સમાવી લિયે છે. ભાગવતશાસ્ત્રનો એનો અભ્યાસ
પરોપજીવી નથી; પં. બોપદેવે પાડેલાં પ્રકરણોનો તેણે બરોબર
અભ્યાસ કર્યો છે, એ એણે આપેલા પ્રકરણવિભાગ ઉપરથી
જાણી શકાય છે. સામાન્ય પૌરાણિકોને એની સૂઝ પણ નથી હોતી;
ભાગવતનો સાત પ્રકારે અર્થ હોઇ શકે, એ વસ્તુજ એમના અધિ-
કારની બ્હારની હોય છે. આ વસ્તુ ભીમે બરોબર પચાવી છે, એમ
હરિ. ષો. ક. ની બીજી કલાની છઠ્ઠીથી ૨૭મી કડી જોતાં માલુમ પડે છે.

ભીમે તેના આ કાવ્યનો આરમ્ભ ક્યારે કર્યો હશે ? તે ઉક્ત કાવ્યની ૧લી કલામા જણાવે છે કે,

"અહં બાલક નઇ બાલી બુદ્ધિ કિહા ગુણ પુરુષ પુરાણ;
જિહા મદર મર્દ્દન કરઇ, કવણ માત્ર પરમાણ? ૪૭
અહ બાલક નઇ બાલી બુદ્ધિ, કિહા એ ગર્પુર ગ્રંથ;
કીડી નઇ મુખિ કોહલૂં કહૂ કીણી પરિ છાજંત. ૪૮

આ બે કડી અને ૪૯મી કડીમા ' હૂં બાલક છૂં અને મારી બુદ્ધિયે બાલક છે,' એવૂ સૂચન કરે છે. અહીં 'બાલક બુદ્ધિ'ને માટે તો પ્રશ્નજ નથી રહેતો; કેમકે મનુષ્ય ગમે તેટલી ઉમરનો થાય, પરન્તુ 'બાળકબુદ્ધિ' રહેવા પામે છે. અહીં તો ભીમ તે ઉપરાત 'હૂ બાલક છૂ', એમ કહે છે. આ વસ્તુને સત્ય માનવામા આવે તો તેણે શાસ્ત્રાધ્યયન પૂર્ણ કર્યા પછી આ કાવ્ય રચના કરી હોય, એ ઓછૂં સમ્ભવિત નથી. તેણે ભાગવતને પચાવ્યું છે, એ નિર્વિવાદ છે. આમ[૧૪] સ. ૧૫૪૧મા એ હરિલીલાષોડશકલા રચે છે, ત્યારે તેની ઉમર લગભગ ૨૫ જેટલી હોય, એમ માની શકાય.

તેની બીજી કૃતિ પ્રબોધપ્રકાશ એ તો શ્રીકૃષ્ણ મિશ્રના પ્રબોધચન્દ્રોદય નાટકનો ભાષાનુવાદ છે; એમા એણે પોતા તરફથી ખાસ વિશિષ્ટ ચમત્કૃતિ અર્પી નથી. અહીં તહીં એણે ઉક્ત નાટકના શ્લોકો ઉપરાત બ્હારના સુભાષિતોનો આશ્રય કર્યો છે; એટલા ઉપરથી એની વિષય ઉપરની પ્રભુતા અટકળી શકાય કેમકે એણે જ્યા જ્યા તેના ઊપયોગ કર્યા છે; ત્યા ત્યા તે કથાના પ્રવાહમા બરોબર વણાઇ જાય છે. હરિલીલામાં પણ તેણે અનેક સ્થળે આવી રીતે ભાગવતના ઉદાહૃત શ્લોકો ઉપરાત બ્હારના સુભાષિતો ચાતુર્યથી વણી લીધા છે. પ્રબોધપ્રકાશ તેણે સા. ૧૫૪૬ મા[૧૫]

૧૪. "સંવત પદર રહની વીસ, વરસ ઊપરિ એક ચ્યાલીસ "
[ હરિ. લી. ષો. ક. ફલ શ્રુતિ ૮]

૧૫. "સંવત પન્દર રહની વીસ ષટ આગલા વરસ ચ્યાલીસ "
[ પ્રબોધપ્રકાશ ૬—૭૨ ]

રચ્યો છે 'પ્રબોધપ્રકાશ' શબ્દ એને કાઇક પ્રિય હોય, તેમ લાગે છે તેનો તેણે હ લી લે કલામા બે સ્થળે ઉપયોગ કર્યો છે, બેશક પ્રબોધચન્દ્રોદયને ઉદ્દેશીને નહીજ, જેવા કે—

૧ "કરુ હૃદય પ્રબોધપ્રકાશ, ભીમ ભણઇ વિષ્ણુનુ દાસ"
[ હ લે ક ૧-૧૨ ]

૨. "એહ માહિ અછઇ અમૃત, જિમ તિનિ તેન, દૂધ માહિ ઘૃત,
કાષ્ઠિ હુતાશન, પુષ્પિ વાસ, તિમ એહ મધિ પ્રબોધપ્રકાશ"
[ હ લે ક-૧-૧૦૪]

ભાગવતમા "પ્રબોધપ્રકાશ"—જ્ઞાનોદય સૂચેલો છે, તેટલૂજ અહીં કવિને ઇષ્ટ છે, પરન્તુ ભવિષ્યમા એજ નામથી તેને પ્રબોધચન્દ્રોદયનો અનુવાદ કરવાનૂ દિલ થયૂ હોય, તે સમ્ભવિત છે. પ્રબોધચન્દ્રોદયનૂ અન્તિમ પરિણામ "પ્રબોધપ્રકાશ" છે, નકે એ બન્ને નામો પરસ્પર પર્યાયરૂપજ છે

આ બન્ને કાવ્ય ઉપરાતની તેની કોઇપણ કૃતિ અદ્યાપિપર્યન્ત જોવામા આવી નથી, અને આમ તેનો કવનકાળ સા ૧૫૪૧—૧૫૪૬ જેટલોજ અટકળી શકાય છે

## ૮. ભીમને કાવ્યરચનાની પ્રેરણા

હ લી લે કલામા **ભીમ** સ્પષ્ટ ઉલ્લેખે છે, કે ઉક્ત કાવ્યનો આરમ્ભ તેણે અજ્ઞાત બ્રાહ્મણ તરફથી મળેના **પૂર્વછાયા** અને તે પછીના આશીર્વાદથી ઉત્તેજિત થઇ કરેલો

"કારણ એહ વિમાસી કરી ભાવ ભગતિ મન માહિ ધરી,
આવી દ્વિજનઇ લાગુ પાઇ, મઝનઇ કીધુ બહુ પસાઇ ૬૬
કર જોડી બ્રાહ્મણ વીનવ્યા 'સ્વામી' મઝ ઉપરિ કરુ દયા,
મન માહિ ઉતકટા ઘણી, કથા કરેવા કેશવ તણી ૬૭
તહ્મારી અનુકપાયિકી ગાયસ ગુણ હૃ સુતદેવકી,
કથા ગ્યે રહિ વિચિ માહિ, પછઇ લોમ્હસાગત થાઇ" ૬૮
વનદૂ વચન મહારિ કહઇ "એ કથા અધવિચિ નવિ રહઇ,"
આણી રુદય વિચાર વિવેક, પૂરવછાયુ આપુ એક ૬૯

પૂર્વછાયુ

"સોલ કલા સંજીવની, બીજૂં બિંબ મયક,
પૂરી પાતકનાશની હુસઇ કયા નિકલંક." ૭

ચૂપૈ

વલી ઉપરિ આપૂં વરદાનઃ "પામીશ ધરણીધરનૂ ધ્યાન."
ત્રૂઠા દ્વિજ દીધી આશીષઃ "તુઝનઇ પ્રસન્ન હુસઇ જગદીશ." ૭
વિપ્રતણું વચન પામીઈ, કર જોડી મસ્તક નામીઈ;
તુ મઇ જાણી અક્ષરયુગતિ, પામ્યુ કેશવ તણી દૃઢ ભગતિ." ૭.

એ બ્રાહ્મણ ગુરુ પાસેથી મળેલા આશીર્વાદમા 'અક્ષરયુગતિ' નૂં સૂચન છે; એ ઉપરથી એમ અટકળી શકાય કે તેણે તેજ બ્રાહ્મણ પાસે રહી વિદ્યારમ્ભ કર્યો હોય; જ્યાથી તેને કાવ્યરચનાની પ્રેરણા મળેલી.

## ૯. ભીમનો ગુરુ

હરિ. લી. ધો કલામા એ ઉપર મુજબ બ્રાહ્મણના આશીર્વાદનો ઉલ્લેખ કરે છે, પરન્તુ ક્યાય પણ ગુરુના નામનો નિર્દેશ કરતો નથી. ૭ વર્ષ બાદ રચેલા પ્રબોધપ્રકાશના આરમ્ભમા તો સ્પષ્ટ સ્વરૂપે બે વ્યક્તિયો તરફનો તે આદર વ્યક્ત કરે છે.

श्रीमन्नारायणं देवं व्यासं गणपतिं गिरम् ।
पुरुषोत्तममानम्य विप्रं वेदान्तपारगम् ॥ १ ॥
(प्र)बोधचन्द्रोदयस्याहं यथाबुद्धि विवेचनम् ।
श्रीनृसिंहप्रसादेन करिष्ये नातिविस्तरम् ॥ २ ॥

[अ પ્રતિના તેમજ ब પ્રતિના પાઠની અશુદ્ધિને સુધારવાનો પ્રયત્ન કરી પ્ર. પ્ર. ના આરમ્ભમા મુદ્રિત થયા મુજબનો પાઠ મેં અર્પેલો; પરન્તુ પાછળથી क પ્રતિ મળી આવતા ઉપર મુજબનો વધુ યોગ્ય પાઠ સ્વીકાર્યો છે. अ-क ની પુષ્પિકા કાવ્યને અન્તે જુઓ.]

આ મઙ્ગલાચરણમા વેદાન્તપારગ વિપ્ર પુરુષોત્તમ અને કૃપાશીલ શ્રીનૃસિંહને તે ઉલ્લિખિત કરે છે. અહીં એ ભૂલાવૂં ન જોઇયે કે વિપ્ર પુરુષોત્તમને એ નમસ્કાર કરે છે, તેનૂં સ્મરણ નથી

કરતો, એ વસ્તુ સૂચક છે; એટલે વિપ્ર પુરષોત્તમની આ જગતમાં સ્થિતિ ભીમના વખતમા છેજ; એ ભૂલાવું ન જોઇયે. સદ્‌ગતનૂંજ સ્મરણ હોઇ શકે;) જ્યારે પ્રબોધપ્રકાશ કરવામાં શ્રીનૃસિંહની તેના પર કૃપા છે. આ નૃસિંહ એ દશાવતાર માહેલા શ્રીનૃસિંહાવતાર નથી; કેમકે પ્ર. પ્ર. ના અન્તમા પ્રભાસપાટણ-સોમનાથપાટણના નરસિંહ વ્યાસનો ઉલ્લેખ કરે છેજ:

"તીરથ તિલક ક્ષેત્ર પ્રભાસ, ત્યાં વસઇ દ્વિજ નરસિંહ વ્યાસ"
તે ધરિ સેવક વૈષ્ણવદાસ, કીધુ એહ પ્રબોધપ્રકાશ."

[ પ્ર. પ્ર. ૬-૭૪ ]

એક આશ્ચર્ય અહીં પ્રાપ્ત થાય છે કે આ બન્ને વ્યક્તિમાથી કોઇને એ ગુરુ તરીકે સમ્બોધતો નથી; પરન્તુ એ આશ્ચર્યનો એમ આપણે સ્ફોટ કરી લઇયે કે તેણે મર્ઝીમા બન્નેનો ઉલ્લેખ કર્યો હોવાથી એ ઉભય વ્યક્તિયો પાસેથી તેને જ્ઞાન મળ્યું હોય. વેદાન્ત-પારગ પુરષોત્તમ પાસેથી તેણે વેદાન્તજ્ઞાન મેળવ્યું દીસે છે, જ્યારે નરસિંહ વ્યાસ પાસેથી કોઇ જ્ઞાનનો ઉલ્લેખ તો નથીજ, પરન્તુ આશ્રય તો અવશ્યજ મળ્યો છે. નરસિંહની અવટંકે "વ્યાસ" છે; એ ઉપરથી એમ માનવા કારણ રૂહે કે પુરાણાદિકનો અભ્યાસ ભીમે તેની પાસેથી કર્યો હોય.

આ નૃસિંહ "વિષ્ણુભક્તિચન્દ્રોદય" નામના વિષ્ણુભક્તિ-નિરૂપક પ્રાચીન ગ્રન્થના કર્તા શ્રીનૃસિંહારણ્ય મુનિ કોઇ પણ રીતે હોવા સમ્ભવ નથી; કેમકે પ્ર. પ્ર. ના અન્ત ભાગમા ભીમ સ્પષ્ટ રૂપે 'પ્રભાસપાટણના નરસિંહ વ્યાસને ઘેર પોતે રૂહેતો હતો,' તે મતલબનો ઉલ્લેખ કરે છે; જે ઉપર ઉલ્લિખિત થઈ ચૂકયો છે. શ્રીઅમ્બાલાલ જાની[૧૬] આ મત ઉપર નામના સામ્યમાત્રથી આવ્યા હોય, તેમ લાગે છે; પરન્તુ ભીમનાજ શબ્દથી તે મતનૂં નિરસન થઇ જાય છે.

---

૧૬. હરિ. લી. ષો. કલા, ઉપો પૃ. ૧૧૨.

શ્રી જાનીજી એ નરસિંહ વ્યાસને ભીમના પિતા[૧૭] તરીકે પણ અન્યત્ર ઉલ્લેખે છે, પરન્તુ

" તીરથ તિનક ક્ષેત્ર પ્રભાસ, તિહા વસઇ દ્વિજ નરસિંહ વ્યાસ,
તે ઘરિ સેવક વૈષ્ણવદાસ કીધુ એહ પ્રબોધપ્રકાશ "
[ પ્ર પ્ર—૬—૭૪ ]

—આ કડીમા નરસિંહ વ્યાસને ઘેર રહી ભીમે પ્રબોધ પ્રકાશ રચ્યો છે, એટલુંજ ધ્વનિત થાય છે 'તે ઘરિ સેવક' એ સ્થળે 'તેહ તણુ સુત' એમ કવિ બરોબર લખી શકે તેમ હતો, છતા નથી લખતો, એ વિચારણીય નથી ?

આ કડી ઊપરથી તો એટલુંજ ધ્વનિત થતુ લાગે છે કે પ્રભાસ પાટણમા તે નરસિંહ વ્યાસને ત્યા રહેતો અને ત્યા રહી શ્રીનરસિંહપ્રસાદેન[૧૮]—એ નરસિંહ વ્યાસની કૃપાયે કરી પ્રબોધપ્રકાશની રચના કરી આ રીતે ભીમના ગુરુસ્થાન પર વિપ્ર પુરુષોત્તમ અને નરસિંહ વ્યાસ આવે છે

શ્રી રામલાલ ચૂ મોદીયે આ પુરુષોત્તમ કોણુ હોઇ શકે, તેની સમ્ભાવના[૧૯] આપી છે સિદ્ધપુર પાટણના કાદમ્બરી ના અનુવાદક કવિ ભાલણનૂ ઉત્તરાવસ્થાનૂ નામ પુરુષોત્તમ હતૂ, એ વસ્તુ એમના "ભાલણુ" નામક મુદ્રિત નિબન્ધના અગ્રભાગમા આપેલા શ્લોક ઊપરથી સમજાય છે અને આ વસ્તુ સત્ય હોય તો બહુ આશ્ચર્ય પામવા જેવૂ નથી

એ તો નિર્વિવાદ સિદ્ધ થઇ શકે છે કે ભીમે 'હરિલીલા-ષોડશકલા' તો સિદ્ધપુરમા રહીનેજ લખેલુ

" સિદ્ધિ ક્ષેત્ર માધવ સરસ્વતી, રુદ્રદેવ, શ્રીકર્દમ યતિ,
અનેક ગણેશ, ઇશ કેદાર ગોવ્ય દ સ્વામી ભક્ત સાધાર
[ હ લી ષો ક ફલશ્રુતિ ૧૦ ]

૧૭ એજન પૃ ૧૦૬થી એઓ એ મત ઊપર આવ્યા છે
૧૮ પ્ર, પ્ર ૧-૨ ૧૯ 'કૌમુદી' માસિક માર્ચ ૧૯૩૧-પૃ ૨૨૨-૨૨૫

શ્રી અમ્બાલાલભાઇ સિદ્ધિ ક્ષેત્રને કેટલાક કારણો આપી પ્રભાસ પાટણ પુરવાર કરવા પ્રયત્ન કરે છે, પરન્તુ તેમા મુખ્યત્વે ગણાવેલા દેવો સિદ્ધપુરનાજ હરે છે શ્રીમોદીની તદ્વિષયક દલીલો વધુ બન્ધબેસતી છે, એવૂ નિષ્પક્ષપાત દ્રષ્ટિથી જોતા મને જણાય છે

હા, એટલૂ મને યોગ્ય જણાય છે કે–શ્રી મોદી એવી મતનની કલ્પના[20] પર આવે છે કે–હરિ લી લા કનાના રચન વખતે ભાલણ જીવતો હશે, એટલે તેના આરમ્ભમા ગુરનો નામ આપ્યા વિના મજ્ભમ ઉલ્લેખ કર્યો છે, પરન્તુ પ્રબોધપ્રકાશના રચન વખતે તે મરી ગયો હોવો જોઇયે, એટલે ત્યા આરમ્ભમા 'પુરુષોત્તમ' એ નામનો સ્પષ્ટ ઉલ્લેખ કરે છે પરન્તુ મે ઊપર બતાવ્યૂ તે પ્રમાણે आनम्य શબ્દનો પ્રયોગ પુરુષોત્તમનૂ દુનિયામા ગેરહાજર હોવા કરતા હાજર હોવાપણુ અનેક અંશે સ્થાપિત કરે છ સદ્દગતનૂ 'સ્મરણ'જ હોઇ શકે [આ તાજ મેઇ ભ્રમથી अ ब પ્રાતના અશુદ્ધ પાઠને સુધારતા મેં ध्यात्वा પાઠ કલ્પેલો, પરન્તુ क પ્રતિનો શુદ્ધ પાઠ અને ब નો अनाद्यच એ અશુદ્ધ પાઠ आनम्यनૂ સમર્થ ન કરે છે, પુરુષોત્તમ 'ગુરુ' હતા તે अ નો वेदान्तपरम गुरुम् એ ૧ લી કડીના ચોથા ચરણનો પાઠ જણાવે છે ] એટલે પ્રબોધ-પ્રકાશના રચન વેળા ગુરુનૂ આ દુનિયામા ન હોવાપણૂ સ્વીકારી શકાય તેમ નથી

પ્રબોધપ્રકાશના રચનમા નૃસિંહના 'પ્રસાદ'નો આરમ્ભમા ઉલ્લેખ છે, તો પુરુષોત્તમના 'પ્રસાદ'નો નીચે પ્રમાણે અન્તમા

'અવીત સકલ શાસ્ત્ર સિદ્ધાન્ત, પ્રેમ અધિક ઊપજિ વેદાન્ત
શ્રીપુરુષોત્તમ તણા પ્રસાદ કીધુ એહ કથા અનુવાદ''
[પ્ર પ્ર ૬–૮૦]

આ રીતે જોતા પુરુષોત્તમ અને નરસિંહ વ્યાસ એ બન્નેનો સમાશ્રય ભીમે કરેલો દેખાય છે ભીમની કાવ્યપ્રવૃત્તિ જે બ્રાહ્મણના

૨૦ કૌમુદી–માર્ચ ૧૯૩૧, પૃ ૨૨૬

પૂર્વછાયાના પ્રદાન અને શુભાશીર્વાદથી થઇ છે, તે ગણુ છે, એ વસ્તુ શ્રી મોદીયે[21] બતાવી છે એમના મતે એ ભાલણ ઉર્ફે પુરુષોત્તમ હોઇ શકે ભાલણે દશમ સ્કન્ધમા 'મોન કલા' શબ્દનો કેટલેક સ્થળે (પદ ૪૯૬ વગેરેમા) ઉલ્લેખ કર્યો છે, માટે ભીમે પોતાના પ્રથમ કાવ્યનૂ નામ 'હરિલીલાવિવેક'ને બદલે 'હરિલીલા–ષોડશકલા' ગણ્યૂ, એમ માનવા કરતા તે અજ્ઞાત વિપ્રે જે પૂર્વ-છાયો આપ્યો, તેમા જે 'સોન કલા' શબ્દ છે, તેથીજ પ્રેરાઈ કાવ્યનૂ નામકરણ કર્યૂ, તે વધૂ સમ્ભવિત છે

અજ્ઞાત બ્રાહ્મણ 'મહારષિ' છે 'મહાકવિ' એવો પાઠ હ લી ષો ક ના ઉપોદ્ઘાત (પૃ ૧૦૭) મા શ્રી જાનીયે આપ્યો છે, પરન્તુ હાથ પ્રતોમા ક્યાય નથી, તેમજ કાવ્યમા સ્વીકારેલા પાઠ (પૃ ૧૪) નીચે કશો ઉલ્લેખ નથી ભાલણ મહાકવિ મનાતો હોય, તેનો વાંધો નથી, પરન્તુ ભીમ તો પોતાના તે પ્રેરણાદાતા અજ્ઞાત બ્રાહ્મણને 'મહારષિ' કહે કે ઉત્તરાવસ્થાનો ભાલણ 'મહારષિ' ન સમ્ભવી શકે?

હ લી ષો કલા સિદ્ધપુરમા રચેલ હોવાથી, એમ માની શકાય કે–ભાલણ પાસેથી ભીમને વેદાન્તજ્ઞાન તેમજ હ લી ષો કલાના રચનની પ્રેરણા મળી હોય પુરુષોત્તમને માટે ભીમના હૃદયમા રહેલો ભાવ પ્ર પ્ર ના આદિ-અન્તમા પ્રાપ્ત છેજ

આમ તેનો વેદાન્ત ગુરુ પુરુષોત્તમ ભાલણ અને આશ્રયદાતા તેમજ પુરાણગુરુ નરસિંહ વ્યાસ હોય એમ ફલિત થાય છે

### ૧૦ ભીમનૂ વતન

ભીમ ક્યાનો? તેના બન્ને કાવ્યના રચનસ્થાન જુદા છે હરિ લી ષો કલા તેણે સિદ્ધપુરમા લખેલ છ, જ્યારે પ્રબોધ પ્રકાશ નિર્વિવાદ પ્રભાસપાટણમા લખેલ છે એ વસ્તુનો ઉલ્લેખ અનુક્રમે આમ પ્રાપ્ત છે —

---

૨૧. કૌમુદી માર્ચ ૧૯૨૧, પૃ ૨૨૨–૨૩

૧ "સિદ્ધિક્ષેત્ર માધવ સરસ્વતી, રુદ્રદેવ, શ્રી કર્દમ યતિ,
અનેક ગણેશ, ઇશ કેદાર, ગોપદ સ્વામી ભક્ત આધાર
સાનિધ્ય સમસ્ત વૈષ્ણવ તણી, કથા અનુપમ શોભા ઘણી,
હરિલીલા સોનકના નામ, વિષ્ણુભક્ત કરુ વિશ્રામ"
[હરિલીલાષો-શકલા-કલશ્રુતિ ૧૦, ૧૧]

૨ "ભવભયભંજન શ્રીભારતી, પમ્મ પ્રસાદ વહિ સરસ્વતી
શ્રી સોમેશ્વર નિજ આવાસ, શ્રુતિ માહિ બીજુ કૈલાસ
તીરથતિલક ક્ષેત્ર પ્રભાસ, તેહા વસઇ દ્વિજ નરસિંહ વ્યાસ
તે ધરિ સેવક વૈષ્ણવદાસ કીધુ એહ પ્રબોધપ્રકાશ"
[પ્રબોધ પ્રકાશ-૬-૭૩,૭૪]

પ્રથમના કાવ્યમા સિદ્ધપુરમા વૈષ્ણવો સમક્ષ તેણે કથા કરી બતાવ્યાનો ઉલ્લેખ છે, જ્યારે બીજૂ કાવ્ય તેણે બીજા કૈલાસની જેને ઉપમા આપવામા આવે છે, તેવા સર્વતીર્થમૂર્ધન્ય પ્રભાસમા નરસિંહ નામક વ્યાસજીને ઘેર રહી રચ્યૂ છે બેશક તેણે સકલ શાસ્ત્ર સિદ્ધાન્ત પુરુષોત્તમ પાસેથી મેળવ્યા છે, તેમજ આ 'પ્રબોધચન્દ્રોદય'નો અનુવાદ પણ તે પુરુષોત્તમની કૃપાથી કર્યો છે

["અધીત સકલ શાસ્ત્ર સિદ્ધાન્ત, પ્રેમ અધિક ઉપરિ વેદાન્ત
શ્રીપુરુષોત્તમ તણા પ્રસાદ કીધુ એહ કથા અનુવાદ ૮૦
[પ્ર પ્ર ૬]

આટલાજ ઉલ્લેખ ઉપરથી જો નિષ્પક્ષપાત દૃષ્ટિયે જોવામા આવે, તો ભીમનૂ નિવાસસ્થાન ન સિદ્ધપુર કરી શકે ન પ્રભાસપાટણ કરી શકે શ્રી અમ્બાલાલ જાની તેમજ શ્રી રામલાલ ચૂ મોદી એ બનેયે પોતપોતાના મન્તવ્યો પુરવાર કરવા સારી એવી ચર્ચા કરી છે, પરન્તુ એનો નિષ્કર્ષ તાણખેંચ સિવાય વિશેષ નથી આ માટે શ્રી મોદીયે ભાષાવિષયક વિચાર પણ કર્યો છે એમના ભાષા વિચાર ઉપરાત હુ અહીં કાવ્યબન્ધવિષયક વિચાર પણ ઉમેરવા માગૂ છૂ

ભીમના કાવ્યોની ભાષા જેને હું મધ્યકાલીન ગૂજરાતીની બીજી ભૂમિકા માનું છું, તે છે. ભીમના જમાનામા આ ભાષા સાહિત્યની ભાષા તરીકે લેખનમા સ્વીકારાયેલી હતી. એ બીજી મિશ્ર ભૂમિકામા લખાયેલા ગ્રન્થો છેક સા. ૧૬૨૫ પર્યન્ત જૈનેતર લહિયાઓને હાથે લખાયેલા મળે છે. ભાલણની પણ તેજ ભાષા હતી બેશક તેની કાદમ્બરીની ભાષા હું જેને મધ્યકાલીન ગૂજરાતીની ત્રીજી શુદ્ધ ભૂમિકા માનૂ છુ, તેમા અત્યારે પ્રાપ્ત થાય છે, અને તેજ સ્વરૂપમા દી બ કેશવલાલ હ ધ્રુવે એ કાવ્ય સમ્પાદિત કર્યું છે

ભીમે જે પ્રયોગો, જે શબ્દો અને ભાષા પ્રયોજ્યા છે, તે શિષ્ટોયે સ્વીકારેલી સાહિત્યની ભાષાનાજ છે એટલે શ્રી મોદી જે પ્રમાણોથી ભીમને ગૂજરાતમા ખેચવા માગે છે, તેનાથી ભીમ ગૂજરાતમા ખેચી શકાય તેમ નથી એકજ સાદુ ઉદાહરણ આપૂ નાકરે કર્મણિ ભૂતકૃદન્તમા આયૂને બદલે આણૂં પ્રત્યય સ્વીકાર્યો છે

" તે પાચે શત પાછતિ પડ્યા, જેહનુ જશ ત્રૈલોકિ
પાણડુ મૂઉ તે પોષાણૂ, જીવતુ હ રહ્યુ શોક "

[વનપર્વ-૨૦-૧૧]

—આ પ્રત્યય માત્ર કાઠિયાવાડમાજ, તે પણ દક્ષિણ અને પશ્ચિમમા તો સર્વત્રજ વપરાય છે, શુ આટલા ઊપરથી આપણે ના કરને વડોદરામાથી ઊચકી પરભારો ગિરનારના પ્હાડ ઊપર મૂકી શકિયે તેમ છિયે ?

તેમજ નરસિંહે હારમાળામા 'સમાયો' 'કમાયો,' પ્રયોગ, જે કેવળ ગૂજરાતમાજ વપરાય છે, તે કર્યો છે, માટે તેને કાઇ જૂનાગઢથી ખસેડી પાવાગઢ મૂકી શકાય તેમ નથી શ્રી મોદી ભવિષ્યમાળાના "બોલેસ" વગેરેમા 'યેસ' પ્રત્યય પર ભાર મૂકી સિદ્ધપુર અને વીસનગર—વડનગર તરફ વપરાય છે, એમ કહી ભીમને સિદ્ધપુરનો ઠરાવવા માગે છે

બેશક કૃષ્ણક્રીડાકાવ્યકાર કેશવરામ હૃદયરામે એક સ્થળે (સર્ગ ૨જો—કડી ૧૩ મીમા) 'મારયોસ' (=મારીશ એ અર્થમા) પ્રયોજ્યો છે. અહી એ બીજા પુરુષમા છે, અને કાઠિયાવાડમાં હજી પણ કેટલાક વૃદ્ધ નાગર સ્ત્રી પુરષો ભવિષ્યમા એ રૂપનો પ્રયોગ કરે છે.

શ્રી. મોદી 'પોલ' શબ્દનો કાઠિયાવાડમા પ્રચાર નથી, કહી **ભીમ**ને ગુજરાતમા ખેંચવા માગે છે, પરન્તુ પ્રભાસપાટણનો કેશવરામ હૃદયરામ કૃષ્ણક્રીડાકાવ્યમા 'મૂકય મૂકય, કરતા મુઈ, પડી તે પોલ મુઝાર.' (સર્ગ ૩-૬૨) એ રીતે 'શેરી'ના અર્થમા 'પોલ' શબ્દનો પ્રયોગ કરે છે.

એથી ઊતરો એક પ્રયોગ બતાવૂં. શ્રી. મોદી **વિમલપ્રબન્ધ**-માનૂ 'રચેશિ' એ ભવિષ્યકાલીન રૂપનો ઉલ્લેખ કરે છે. આ પ્રયોગ મધ્ય કાઠિયાવાડ (જેને અમે સોરઠના વતનીયો 'કાઠિયાવાડ' કહિયે છિયે—તે પ્રદેશ જૂનાગઢની પૂર્વ બાજૂના 'કાઠીના મુલક') મા અત્યારે પણ મોજૂદ છે 'હુ કામ નહી કરેશ,' 'આવવા દે તારા બાપને, હુ તને માર ખવરાવેશ,' વગેરેમા 'એશ'વાળૂ રૂપ પ્રયોજાય છે. આથી વિમલપ્રબન્ધકારને એ પ્રદેશમા થોડો ખેચી શકાય ? (સોરઠના ખારવા અને ભોઇયો સાર્વત્રિક રીતે અત્યારે તે રૂપ વાપરે છેજ.)

આ ઊપરથી એમ માની શકાય કે પ્રથમ ભાષામા પ્રચુર એવા રૂપો પાછળથી ઓછા પ્રયોગને લીધે પ્રાન્તીયતા ધારણ કરી લિયે છે; છતા વિશિષ્ટ પ્રયોગો નથી હોતા તેમ નથી.

એટલે **ભીમ**ને ભાષા પર વિચાર કરતા ગુજરાતમા ખેચી શકાય તેમ નથી. આ માટે તેનો કાવ્યબન્ધ નિહાળવાની પણ જરૂર જણાય છે.

કેશવરામ હૃદયરામે કૃષ્ણક્રીડાકાવ્યમા જે પદ્ધતિ સ્વીકારી છે, એ પદ્ધતિ **ભીમ** સિવાય બીજા કોઇમા જણાતી નથી. નત્રી

શોધ પ્રમાણે એના કોઈ કાવ્ય મળી આવે તો જુદી વાત છે કર્મણના સીતાહરણમાં શ્લોક કોઈક કોઈક સ્થળે ઉદ્ધૃત થાય છે, પરન્તુ એ દોહા—ચોપાઈના ઉપરાંત પવાડ, કિંવા "સવૈયાની ચોપાઈ દાવરી"-નો ઉપયોગ કરે છે, જ્યારે કેશવરામ અને ભીમ મોટે ભાગે પૂર્વ-છાયા (દોહરાનું કાઠિયાવાડી કવિયોએ પ્રયોજેલું નામ) અને 'ચાલ' ચોપાઈનો પ્રયોગ કરે છે એ ઉપરાંત દુહા—એ મથાળે સોરઠાઓ આપે છે આ સોરઠાઓનો પ્રયોગ કેશવરામ અને ભીમ સિવાય અન્યના કાવ્યોમાં નથી એમ અત્યાર સુધીના જોયેલા કાવ્યસાહિત્ય પરથી જણાય છે કાવ્યબન્ધ આમ તેને કાઠિયાવાડ તરફ ખેંચે છે

બન્ને કવિઓ ગર્ભમતિ માટે સ્નાત્ર ઊતારવાનો ઉલ્લેખ કરે છે (ભીમનો પ્ર પ્ર ૧-૨૪ અને કેશવની કૃષ્ણ ક્રી કા ૪૦-૧૨૭) બન્ને કવિઓ પ્રભાસને કૈલાસની ઉપમા આપે છે. પ્ર-પ્ર ૬—૭૩ અને કૃષ્ણ ક્રી કા—૪૦-૧૧૯)

હરિલીલા શબ્દથી કેશવરામ પરિચિત છે —

' મુ. મદન કર્યું મુરલી, સાયર સચોચ્ય,
ત્યમ ઈ હરિલીલા કહું મેદિકી પ્રાકૃત મંચ
[ કૃષ્ણ કા ૨—૫૩ ]

કેશવરામે જ્યારે માત્ર ભાગવત દશમસ્કંધાન્તર્ગત 'હરિલીલા' આપી છે, ત્યારે ભીમ આખા ભાગવતની સમગ્ર હરિલીલા આપે છે એ બન્ને પર બોપદેવના 'હરિલીલાવિવેક' એ ગ્રન્થની અસર છે, અને આ વાત કાંઈ ખરું દે કે જો પ્રભાસમાંજ બન્ને રહેતા હોય તો હરિલીલા એક જ ગુરુ પાસેથી વા ભિન્ન ગુરુ પાસેથી શીખવાનો બન્નેને લાભ મળ્યો હોય કેશવરામ વિપ્રના પ્રસાદથી કાવ્યરચના કરે છે, ભીમ પણ વિપ્રની કૃપાથી અને તેની પાસેથી મળેલા પૂર્વછાયાથી કાવ્યરચના કરે છે પ્રભાસપાટણના એ નરસિંહ વ્યાસ-ની કૃપા તો કારણભૂત નહીં હોય ને ? પ્રત્યક્ષ કોઈ પુરાવો નથી

બન્ને સંસ્કૃત ભણ્યા છે; એ એમના કાવ્યો પરથી જણાય છે: અને બન્નેયે યાત્રાઓ પણ કરી દીસે છે.

ભીમને કાઠિયાવાડની મહત્તાનો પક્ષપાત મને એક સ્થળે જણાયો છે. રુક્મિણી વિદર્ભ દેશની હતી; અને કેશવરામ કૃષ્ણ. ક્રી. કાવ્યમાં તેવૂંજ બતાવે છે; રુક્મિણીના લગ્નનો પ્રસંગ દ્વારિકામાંજ તેણે આપ્યો છે, જ્યારે ભીમ—

"દ્વારાવતી ભણી સાચરયા કેશવ બલભદ્રવીર,
પુહુતા તે માધવપુરી, નગરી વસઇ સાગરતીર.
તિહાં મહાનદી મધુમતી, અતિ ઉછવ રૂપિણીવન માહિ,
હાથ મેલાવુ હરિતણુ, હુઇ રાણી રુક્મિણી વિવાહ."

[હરિ. પો. કલા. ૧૪-ધવલ ૫ મું]

એ પ્રમાણે માંગરોલથી ૧૬ માઇલ ઉપર અત્યારે પોરબન્દરની હદમાં આવેલા માધવપુરમા લગ્ન થયાનો ઉલ્લેખ કરે છે.

માધવપુરમા માધવરાય-ત્રીકમરાયનું ઇતિહાસ-પ્રસિદ્ધ મન્દિર આવેલૂં છે અને દરસાલ ચૈત્ર સુદિ ૧૨-૧૩ નો મેળો ભરાય છે અને "રુક્મિણી વિવાહ" ધામધૂમથી ઉજવાય છે; મધુમતી નદી પણ ત્યાથી અર્ધો માઇલ છેટી છે; રૂપિણી વન પણ મોજૂદ છે; અત્યારે પણ ૨૫-૫૦ ગાઉથી લોકો એ વિવાહમા ભાગ લેવા આવે છે.

હરિ. પો. કલા સિદ્ધપુરમા બેઠા રચાતા છતા ભીમ કાઠિયાવાડમાના એ તીર્થથી પૂરો વાકેફ છે.

આ પ્રમાણે જોતાં તે ગૂજરાત કરતા કાઠિયાવાડનો વધૂ સમ્ભવિત છે; ગૂજરાતમા સિદ્ધપુર એ આવ્યો છે અને પુરુષોત્તમ પાસે વેદાન્તજ્ઞાન પણ તેણે મેળવ્યૂં છે, એ પણ નિર્વિવાદ છે.

કાઠિયાવાડમા એ કાળમા વિષ્ણુભક્તિનો જુવાળ વિસ્તૃત થતો જતો હતો, તેનો સારામા સારો પુરાવો ભીમના બન્ને કાવ્યો અને કેશવરામનૂં કૃષ્ણક્રીડાકાવ્ય છે. નરસિંહનો વૃદ્ધમાન્ય કાળ પણ એજ છે.

આમ એ પ્રભાસપાટણ–સોમનાથપાટણનો વતની હોય, એ વધૂ સમ્ભવિત છે.

તેનાં કાવ્યોમા હરિ. પો. કલા તેની લેખનશક્તિનો પુરાવો છે; કેમકે તેણે ભાગવતના આખા કથાનકને સરળ ભાષામા ઊતારી લીધેલ છે; બેશક કેશવરામના કૃષ્ણક્રીડાકાવ્યની હરોળમા તો તે ઊભી શકે તેમ નથી. તેની અનુવાદશક્તિનો પ્રબોધપ્રકાશ પુરાવો પૂરો પાડે છે. હરિલીલામા પણ તે શક્તિ સ્પષ્ટ છેજ.

## ઉપસંહાર

આવા એક યોગ્ય કવિને હાથે રચાયેલા કાવ્યને પ્રથમવાર ગૂજરાતી જનતા સમક્ષ મૂકવાનો લાભ મળે છે. આ કાવ્યનું સમ્પાદન કેવા મચ્યોગોમા પ્રાપ્ત થયું છે, તે પ્રસ્તાવનામાં મારા મિત્ર રા. હીરાલાલ પારેખે જણાવેલી હકીકતથી જાણવામાં આવશે. ગૂ. વ. સો. ના સંગ્રહમાની અ–બ બન્ને પ્રતિઓ અપૂર્ણ હતી અને આ કાવ્ય અપૂર્ણ દશામાજ છપાત; પરન્તુ મારા મિત્ર રા. અમ્બાલાલ જાની પાસેથી સાં. ૧૫૫૩ જેટલી જૂની પ્રતિ ઉપરથી ઊતારેલી પ્રેસ કોપી ક પ્રાપ્ત થતા આજે સમ્પૂર્ણ કાવ્ય અર્પવા શક્તિશાળી થઈ શકાયું છે.

ભાષાની દૃષ્ટિયે આ કાવ્ય મહત્ત્વનું છે. તેમા કેટલાક જૂના પ્રયોગો–રૂપો સંગ્રવાઇ રહ્યાં છે. પરિશિષ્ટ ૩ જમા આપેલા શબ્દ કોશથી તેનો ખ્યાલ આવી શકશે. છેવટ ૧૦૨–૧૦૩ પૃષ્ઠ ઉપર આપેલ **સૂચના** અને **શુદ્ધિપત્ર** ઉપર પ્રથમ ખ્યાલ આપીને પછી કાવ્ય વાચવા વીનતી છે.

અન્તે આ કાવ્યના સમ્પાદનમાં જેઓ જેઓ તરફથી પ્રત્યક્ષ કે પરોક્ષરૂપે પુસ્તકસ્વરૂપે મદદ મળી છે, તે સર્વેનો સપ્રેમ આભાર માની આ મારો પ્રયત્ન 'ગુર્જરી દેવી'ના ચરણારવિન્દમા અર્પી કૃતકૃત્યતા અનુભવવાની તક લેવું છું.

श्रीकृष्णः।

સોમનાથપાટણ-નિવાસી દ્વિજકવિ ભીમ-વિરચિત

# પ્રબોધ-પ્રકાશ

## પ્રથમ અઙ્ક

[ પ્રસ્તાવના ]

श्रीमन्नारायणं देवं व्यासं गणपतिं गुरुम् ।
पुरुषोत्तमनामानं ध्यात्वा वेदान्तपारगम् ॥१॥
(प्र)बोधचन्द्रोदयस्याहं यथाबुद्धि विवेचनम् ।
श्रीनृसिंहप्रसादेन करिष्ये नातिविस्तरम् ॥२॥

पूर्वछायु

ભાષાનૂં કારણ નહીં, કારણ અર્થવિશેષ.
સમ્યક એહ ઊપરિ કહૂ પિઙ્ગલ-ગાથા એક. ૩

॥ગાથા-तयापि अर्थविसेसो केवलभासा जाइ होइ सा होइ।
तजय दोससमूहं अज्जो उत्तम-पिङ्गलं भणिय ॥४॥ (अ)
[संस्कृतेन हि दुर्बोध, प्राकृते हि विवेचनम् ।
वासुदेवपरत्वेन भाषा, किं किमिहोच्यते ॥४॥ (ब) ]

યે અજ્ઞાનિ ઊપજઇ વિશ્વચરાચર શૂર,
કિરણ વિષિ દીસઇ યથા મધ્ય દિવસ જલપૂર. ૫
યેહનૂં સ્વરૂપ વિચારતા મોહ નિવર્તઇ એહ,
કુસુમ તણી માલા વિષઇ યથા ભુજઙ્ગમ-દેહ. ૬

---

૧. a गिर अ. c विष्णुविप्र अ, मनाव च ब. d. वेदान्त-
परमं गुरु अ. ३. c. એ બ. d. ગાહા બ. ૬. a જાણતા અ.

તે હરિ સદા ઉપાશીઇ આતમ-બોધ અગાધિ,
સનાતન્ન આનન્દઘન વર્જિત-અખિલ-ઉપાધિ. ૭

[ मध्याह्नार्कमरीचिकास्विव पयःपूरो यदज्ञानतः
खं वायुर्ज्वलनो जलं क्षितिरिति त्रैलोक्यमुन्मीलति ।
यत्तत्त्वं विदुषां निमीलति पुनः स्रग्भोगिभोगोपमं
सान्द्रानन्दमुपास्महे तदमलं स्वात्मावबोधं महः ॥१॥ (ब) ]

શાસ્ત્રસમ્પત્તિ-ગુરુવચનિ આતમતત્ત્વ અનન્ત,
અનુભવતાં જાણઇ યતિ શમ-દમ-સાધનવન્ત. ૮

શ્રદ્ધા, ભક્તિ, વૈરાગ-અતિ, ધ્યાન, વિચાર, વિવેક,
સાધન વિના ન પામીઇ જોતા જન્મ અનેક. ૯

શઙ્કર કરુણાકર તણું પ્રણમીજઇ પદદ્વન્દ્વ,
જેહની અનુકમ્પા કરી આપતિ-પરમાનન્દ. ૧૦

( અમૃત ઉદરિ જિ સુર તણઇ, તોહિ તેહ મરન્ત,
કણ્ઠિ હલાહલ વિષ વહઇ, જય જય તે જીવન્ત. બ )

ત્રીજા લોચનનઇ મિશઇ લલાટિ પાવક-રૂપ
પરમ તેજ પરગટ કરયૂ, જાણે જ્યોતિ-સ્વરૂપ ! ૧૧

જય, જય, જય, જગદીશ્વરી ! ઉમયા ઉજ્જ્વલ-અઙ્ગિ,
આદિ શક્તિ અન્તરિ રહી આલિઙ્ગી શિવઅઙ્ગિ ૧૨

અન્તર મારુત-નિયમના નાડી સૂક્ષ્મ તજ,
બ્રહ્મ-રન્ધ્ર-ગુરુ-મુખિ કરી જાણઇ યોગીજન્ન. ૧૩ (૩

[ अन्तर्नाडीनियमितमरुल्लङ्घितब्रह्मरन्ध्रं
स्वान्ते शान्ति प्रणयिनि समुन्मीलदानन्दसान्द्रम् ।
प्रत्यग्ज्योतिर्जयति यमिनः स्पष्टलालाटनेत्र-
व्याजव्यक्तीकृतमिव जगद्व्यापि चन्द्रार्धमौलेः ॥२॥ (ब)

૯. d. અનુભવતાં જાણિ જયતિ. બ.

## પૂર્વછાયા

પ્રાણ-પવન મન સમરસઇ અનુભવ કરતા એહ,
સિહિયઇ પરમાનન્દનુ વાધઇ મદા સનેહ. ૧૪
મુગતિ-મૂલ એ શાન્તરસ નવ રસનઇ ધુરિ યેહ,
મોક્ષપણઇ તે(ણઇ) કારણિ બોલિસુ મહિમા તેહ. ૧૫
આગઇ નાટક બોલિયાં કવિજન બહુ મહિમાઇ,
વલી કિશા કારણિ કરી કીધુ તહ્નો ઉપાઇ ? ૧૬
વિવેક વિચાર વિસ્તરઇ ત્યજઇ મહામ્હો-દમ્ભ,
**સીમ** ભણઇ તે(ણઇ) કારણિં એ ગ્રન્થ તણુ આરમ્ભ. ૧૭
સાભલતા સુખ પામીઇ; ભણતા દુઃખ સવિ જાઇ;
એહનુ અર્થ વિચારતાં મતિ અતિ નિર્મલ થાઇ. ૧૮
અહિનિશિ અવિલોકન કરઇ એહ **પ્રબોધપ્રકાશ**,
તે નર નારાયણ તણું પામઇ પદ અવિનાશ. ૧૯
વિચિત્ર પદ કીજઇ કથા, જુ નહીં ગુણ-ભગવાન,
(તુ) નીરસ તે શોભઇ નહીં, ઘૃત વિણ યમ ભોજન. ૨૦
અબદ્ધપદ પાવનકથા યે હરિ-ગુણ ગાઅન્તિ,
ગર્ઙ્ગા ભલઇ સવાદલા હરિશિરિ જાઇ ઢલન્તિ. ૨૧
કલિમલક્ષાલણ, ભયહરણ ચતુર્ભુજ તણા ચરિત્ર,
કરોસ કથા તિણઇ કારણિ વાણી હોઇ પવિત્ર. ૨૨
જપ-તપ-તીરથ-વ્રત કરયા, વાપી કૂપ-આરામ,
યાગ-દાન-વિદ્યા-વિભવ યે મુખિ શ્રીહરિ-નામ. ૨૩
શ્લોક કહૂં તે જાણિના એહજ નાટક માહિ,
સ્મૃર્તિ બોલિસ ય્હાં ય્હા [રિહઇ], ત્ય્હા ત્ય્હા શબ્દ તથાહિ. ૨૪

---

૧૪. c. સહયઇ આ. સિદ્ધિજિ. બ. ૧૫ d. બોલીશ. બ. ૧૭. તે કારિણિ એ ગ્રન્થના **સીમ** ભણિ પ્રારમ્ભ. બ ૧૮. b. ભવદુઃખ જાઇ. બ. ૨૦. a. પાવન કથા. આ. ૨૧. c. ગઙ્ગભિલ્યાં વાહોલિઆં, બ. ૨૨. c. કરિશ. બ. ૨૪. a. કરૂ. બ. c. સમિત સુલીશિ. બ. d. અર્થજ થાશિ. બ.

## ચુપઇ

નાયક નન્દી રઙ્ગાચાર; ઉત્તમ મધ્યમ પાત્ર વિચાર.
લઘુ-ગુરુ-ગણ-પિઙ્ગલ પ્રસ્તાવ, નાટકભેદ ન જાણું ભાવ. ૨૫
વિષ્ણુભક્તજન તણા પ્રસાદિ **પ્રબોધચન્દ્રોદય**-અનુવાદ,
કહેઉંસ વિચાર માગ સંક્ષેપ. પણ્ડિત ગ્મે કરુ આખેપ ! ૨૬
જ્યહાં મોટા કવિ રવિ ઉદ્યોત, ત્યહાં હૂં કવણ માત્ર ખદ્યોત ?
માણિકજમલી ગુઞ્જા યથા. દોષ મ દેશું દેખી કથા. ૨૭
વૈકુણ્ઠપતિ પુરશોત્તમ એવ અવતરિઆ હરિ ઘરિ-વસુદેવ
કણ્ટક કંસ મહારિપુ મારિ ઉગ્રસેનનઇ ગર્જિ ખિમારી. ૨૮
જરાસન્ધ, સાલ્વ, શિશુપાલ, ભીષ્મ, દુર્યોધન ભૂપાલ,
દરશનમાત્ર હરેયા ને આઇ, દીધૂ રાજ યુધિષ્ઠિર રાઇ. ૨૯
અવની કેરુ ભાર ઊતારિ આવ્યા હરિ દ્વારિકા મઝારિ.
સિંહાસણિ સોહઇ સામથા. દિન દિન દીપઇ ચડતી કથા. ૩૦
નવનિધિ-પૂરિત દ્વારામતી, ભવ-આમય ભેષજ ગોમતી
શ્રીજસવન્ત સન્ત પ્રતિહાર, ઇહિનિશિ ઉચ્છવ મઙ્ગલચાર. ૩
સભા માહિ બઇઠા ધરિ ધીર છપનકોડિ કુલ યાદવ વીર.
સુભટ મહાભટ સમરથ શૂર, નિજ સેવક ઉદ્ધવ, અક્રૂર. ૩
રાજા ગુણસાગર ગોવ્યન્દ શ્રીપતિ પૂર્ણ-પરમાનન્દ
ધર્મશિલા હરિ આગલિ સાર રચિયૂ નાટક કરી વિચાર. ૩
**નટી** સરીસુ રઙ્ગાચાર, વાદ અનોપમ, અર્થ અપાર,
તેહ કથા બોલઇ હરિદાસ નાટક **પ્રબોધચન્દ્ર-પ્રકાશ**. ૩
**સૂત્રધાર** કહિ સાભલિ, **નટી**[1] ક્ષણક્ષણ યીવિત જાઇ ઘટી,
તે(ણઇ) કારણિં સેવુ ભગવાન, સમરથ સ્વામી સાવધાન ૩

---

૨૫ c લહુ બ ૨૬ c કહીશ કથા. બ ૨૮. c કણ્ટકશકટ કેસરિપુ, બ. ૩૦ d ચઢતી, બ ૩૧. a. પૂરણ બ. b. આમિ બ ૩૨ a ધુરિ બ.

નિર્વિશેષ ચૈતન્ય અવિકાર, ઉન્મદશિરિ તે કૃષ્ણાકાર,
નટવતરૂપ ધરયૂ શ્રીરંગ, અન્તરયામી એહ અલિંગ ૩૬

**પૂર્વછાયા**

અસમ્ભાવિ એહૂનૂ કિશ ? **નટી** કહઇ **સૂત્રધાર** !
એહના ગુણ જાણઇ નહીં કરતા વેદ વિચાર ૩૭
હરિ આગલિ નાટક રચ્યૂ ધર્મશિના ધુરિધીર,
તુ આપણિ નહીં નાચીઇ, પુનરપિ ધરી શરીર ? ૩૮

**ચુપઇ**

વચન કહઇ વલી **રઙ્ગાચાર** પરહિત-કારણિં હરિ-અવતાર
મત્સ્યરૂપિ શઙ્ખાસુર મારિ, બ્રહ્મા સૂપ્યા વેદ ચ્યાર ૩૯
કૂરમ-પૂઠિ મેદિની ધરી, ચૌદ રતન મથ્યા શ્રીહરિ
વારાહ વિષ્ણુ રૂપ સેવતા, લાગ ભાગ પામ્યા દેવતા ૪૦
હિરણ્યકશ્યપ વૈષ્ણનશૂ વાદ, પીડ્યુ તેણઇ પુત્ર પ્રહ્લાદ
રૂપ ધરયૂ હરિ નર-કેસરી, નિજ સેવકની રક્ષા કરી ૪૧
વામનરૂપ ધરી ગોપાલ, બલિરાજા થાપ્યુ પાતાલિ
પરશુરામિ ક્ષત્રી નિર્જણી દીધા બ્રાહ્મણ વસુધા-ધણી ૪૨
શ્રી રામઇ રાવણરિપુ હતિ નગર અયોધ્યા આણી સીત
કૃષ્ણે મલ્લ-માણ મોડિઆ માઇ-બાપ-બન્ધન છોડિઆ ૪૩
ભાર ઉતારુ, મારુ કંસ, રાજા સોમ વધારુ વંશ
નર અસુર વપુ કરુ વિછોહ, યથા વિવેકઇ ચીતુ મોહ ૪૪
સાભલિયૂ તે વચન વિરામ ક્રોધ કરીનઇ બોલ્યુ કામ
કવણ સુભટ છઇ એ(ણઇ) સંસારિ યે મઝ સ્વામિ મનાવઇ
હારિ ? ૪૫
કોપ્યુ દેખી મન્મથ મારિ **નટી** સહિત ચ્યુ **રઙ્ગાચાર**

---

[ વિષ્કમ્ભક ]

કામિનીકણિર અનિઙ્ગિત હાથ, સભા માહિ આવ્યા **રતિનાથ** ૪૬

---

૩૮ તે બ્રાહ્મણ, બ. વિચાર બ.

રાતાં લોચન, મદઘોલન; રૂપઇ મોહિ ત્રિભોવન-જન.
અબલા અંગ સંગ ઉલ્લસઇ; કુહુદિશિ જોઇ હરષ હસઇ. ૪૭
કરિ ધરિ કૂચ, મૂછ વલ ભરઇ; ક્રોધ સહિત વાણી ઉચરઇ:

[ उत्तुङ्गपीवरकुचद्वयपीडिताङ्ग –
मालिङ्गितः पुलकितेन भुजेन रत्या ।
श्रीमाञ्जगन्ति मदयन्नयनाभिरामः
कामोऽयमेति मदघूर्णितनेत्रपद्मः ॥ १० ॥ ]

કિહાં ગયું તે પાપાચરણ, યેણઈં કહ્યું મોહનૂં મરણ ! ૪૮
રૂપ અનોપમ ચમ્ચમ નારિ; નમતા પીનપયોધર ભાર.
સોલ કલા, મુખ નિશુ મયંક, કટિતટિ ઝટિત કેસરી લંક. ૪૯
હરિણાખી હંસગામિની, યૌવન મદમાતી કામિની.
દાડિમ-કલી દન્ત નિર્મલા; અધર સુરંગ અહિં કોમલા. ૫૦
કુંડલ, હાર, ચીર, ચૂનડી; અગનહિ મણિમણ્ડિત રાખડી.
સવિ શણગાર કરી આચરી, કામસહિત સોહઇ સુન્દરી. ૫૧
રતિપતિ કરઇ વિનોદઇ વાત, કુસુમધનુષ નિજ મોહિતનાદ;
વસન્ત આગલ આગમ અનેક; આજ ચીરનાં કિશુ વિવેક ! ૫૨

[ रम्यं हर्म्यतलं नवाः सुनयना गुञ्जद्द्विरेफा लताः
प्रोन्मीलन्नवमल्लिका सुरभयो वाताः सचन्द्राः क्षपाः ।
यद्येतानि जयन्ति हन्त परितः शस्त्राण्यमोघानि मे
तद्भोः कीदृगसौ विवेकविभवः कीदृक्प्रबोधोदयः ॥११(अ)]

[ अपि यदि: विशिखा शरासनं वा
कुसुममयं ससुरासुरं तथापि ।
मम जगदखिलं वरोरु नाहा-
मिदमतिलङ्घ्य धृतिं मुहूर्तमेति ॥ १३ ॥ ]

વિશ્વામિત્ર, પરાશર ઋશિ, મુઝઆઇ કાંપઇ સુર તેત્રીશ.
અહ્મા લોકપિતામહ જેહ, પુત્રી સરિસુ કરયુ સનેહ. ૫૪
ઇહિલ્યા સરિસ વિગુતુ ઇન્દ્ર. ગુરુનારીશું રમિઉ ચન્દ્ર.
ત્રિભોવન કોઇ નથી તે સહી, જે માદૂરઇ વશિ આવઇ નહીં. ૫૫

[ अहल्यायै जारः सुरपतिरभूदात्मतनयां
प्रजानाथोऽयासीदभजत गुरोरिन्दुरबलाम् ।
इति प्रायः को वा न पदमपथेऽकार्यत मया
श्रमो मद्बाणानां क इव भुवनोन्माथविधिषु ॥१४॥ (व)]

પૂર્વછાયુ

રતિ કહિઃ કિમ હારશઇ જેહનઇ સુભટ વિચાર,
સત્ય, અહિંસા, દમ, દયા, બ્રહ્મચર્ય-વ્રત સાર ? ૫૬

ચુપઇ

કામ કહઇઃ માહૂરૂં બલ ઇશ્યું, બ્રહ્મચર્ય મઝ આગલિ કિશ્યું ?
ક્રોધ અહિંસા ટાલઇ શોભ; સત્યાદિક કિશા ન્હા લોભ ! ૫૭

[ अहिंसा कैव कोपस्य ब्रह्मचर्यादयो मम ।
लोभस्य पुरतः केऽमी सत्यास्तेयापरिग्रहाः ॥१५॥ (व) ]

તાં લગઇ સાહસ કુલ-આચાર, તા લગઇ વિદ્યા વિનય વિચાર,
તાં લગઇ સંયમ ગુણ વિન્નાન, તા લગઇ પણ્ડિતનૂં અભિમાન. ૫૮
સુલલિત શામા નવયૌવના, સકલ સુચર્ક્ અર્ક્-સર્ક્ના,
લજ્જાસહિત નયન-સન્ધાણુ જ્યં લગઇ હૃદય ન વાજઇ બાણુ. ૫૯

[ प्रभवति मनसि विवेको विदुषामपि शास्त्रसम्भवस्तावत् ।
निपतन्ति दृष्टिविशिखा यावन्नेन्दीवराक्षीणाम् ॥१६॥ (व)]

પૂર્વછાયુ

કર જોડી કામિની કહઇઃ સાભલિ કારણ, કન્ત !
તૂં કિમ ચંપિસિ તે યતિ, યે છઇ સાધનવન્ત ? ૬૦

ચુપઇ

કામ કહઇઃ રે આંભલિ, રતિ ! મઇ વશિ કીધા જઙ્ગમ યતિ.
ઉદાસ મુનિ 'મસવાસી નારિ, બ્રહ્મચારિ મનાવ્યા હારિ. ૬૧
વનિ વસઇ, ફલ કરઇ આહાર, તે ઋષિશું મઇ ચૂક્વ્યા વિચારિ.
વાંછિત ભોજન મન્દિર-વાસ, તે ચંપતાં કિશુ આયાસ ? ૬૨

[ (विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशना-
स्तेऽपि स्त्रीमुखपङ्कजं सुललितं दृष्ट्वैव मोहं गताः ।
आहारं सुदृढं पयोदधियुतं ये मानवा भुञ्जते
तेषामिन्द्रियनिग्रहो यदि भवेद्विन्ध्यस्तरेत् सागरे
॥१॥ ) (ख) ]

પૂર્વછાયુ

રતિ કહઇઃ પતિ ! સાભલુ, જપ-તપ, નિજ મનિ ધ્યાન,
તાહરૂં બલ કાંઇ નહીં, ઞ્હા પરમારથ-સ્થાન. ૬૩

ચુપઇ

કામ કહઇઃ મઝ સહજ સ્વભાવ, વળી વલી શૂંપાઇ કિશું કહાવિ?
હું ઞ્હા અધખણુ કરૂં પ્રસઙ્ગ, તેહનઇ ધ્યાનધારણા-ભઙ્ગ. ૬૪
તાં લગઇ સુખસમ્પત્તિ નિજ ન્યાન, તાં લગઇ જપતપ નિજ મનિ ધ્યાન,
તા લગઇ પરમારથ વાઙીઇ, જાં લગઇ હું ન આવૂં હૈઇ. ૬૫

પૂર્વછાયુ

આભલિ, સ્વામી ! રતિ કહઇ, ગોઝ તણાં નિજ અઙ્ગ,
ઞ્હાં આદિ પ્રદિનિશિ વસઇ, ત્હાં તૂં કિશુ, અનઙ્ગ ? ૬૬

---

૬૪. b. મૂં પા બિરયૂં. અ. મૂંગઝ. અ. ૬૫. b. હુંઅ. બ.

### ચુપઇ

કામ કહઇઃ મુઝ નામ અનઙ્ગ, માહૂરઇ આદ અનોપમ અઙ્ગઃ
નારીનૂં સમરણુ મન હરઇ; યોગવિયોગ એકલૂં કરઇ. ૬૭
[सन्तु विलोकनभाषणविलासपरिहासकेलिपरिरम्भाः ।
स्मरणमपि कामिनीनामलमिह मनसो विकाराय ॥१६॥ (ब)]
બીજાં સાત અઙ્ગજ ગરઇ, તે માહિ સઙ્ગતિ સર્વસ હરઇ.
ચોગારૂ પડઇ નિરવાણિ,–सौभरि–વાણી વિષ્ણુ પુરાણિ. ૬૮
[ ( तथाहि--निःसङ्गता मुक्तिपदं यतीनां
सङ्गादिदोपात्प्रभवन्ति दोषाः ।
आरूढयोगोऽपि निपात्यतेऽधः
सङ्गेन योगी, किमुताल्पसिद्धिः ॥२॥ ) (ब) ]
વિવેક તણા સુભટ વરવીર, સત્ય, દયા, દમ, સાહસ ધીર;
માહૂરૂં કામ નામ જુ ધરૂં, તુ તે અધર્મનઇ વશિ કરૂં. ૬૯

### પૂર્વછાયુ

મઇ આગમ ઇમ સાભલ્યૂં, રતિ કહઇઃ સુણિ, સ્વામિ !
વિવેક મોહ કુટમ્બ તણી, ઉત્પત્તિ એકઇ ઠામિ. ૭૦

### ચુપઇ

કામ કહઇઃ સાભલિ, ભામિની ! અહ્મ ઉત્પત્તિ–કારણ, કામિની!
પૂરવ કથા યથા વિસ્તાર, અનાદિ એક અનન્ત અપાર. ૭૧
પુરષ સ્વભાવઇ અછઇ અસઙ્ગ, તથાપિ માયાસરસુ સઙ્ગ,
તેહ્નઇ' મન નામઇ સુત સાર, કીધુ તેણઇ સકલ સંસાર. ૭૨
[ सम्भूतः प्रथममहेश्वरस्य सङ्गा-
न्मायायां मन इति विश्रुतस्तनूजः ।
त्रैलोक्यं सकलमिदं विसृज्य भूय-
स्तेनायो जनितमिदं कुलद्वयं नः ॥१७॥ ]

---

૭૧. ૭. પિતા કારણુ. અ.

મનનઇ હોઇ ગુણવન્તી કનત્ર, અધિક પ્રેમ તે માહઇં અત્ર
પ્રવૃત્તિ પટરાણિ અવધારિ, નિવૃત્તિ અણમાનીતી નારિ ૭૩
પ્રવૃત્તિ તણુ મોહ પરિવાર, નિવૃત્તિ તણુ વિવેક વિચાર
વિવેક અઘ્નનઇ સગપણુ સહી, પિતા એક માતા જૂજુઇ ૭૪

પૂર્વછાયુ

રતિ કહઇ પતિ ! વીનતી સ્વામી ! કુરુ પ્રબોધ,
કારણુ કિશ્ન કુટુમ્બશ્ન, માહોમાહિ વિરોધ ? ૭૫

ચુપઇ

કામ કહઇ એ સહજ વિરોધ, આગઇ કૌરવ-પાણ્ડવ યોધ
ખિતિ કારણિ સેના સામટી, અષ્ટાદશ ક્ષોહૂણિ આવટી ૭૬

[ एकामिषप्रभवमेव सहोदराणा-
मुज्जम्भते जगति वैरमिति प्रसिद्धम् ।
पृथ्वीनिमित्तमभवत्कुरुपाण्डवानां
तीव्रस्तया हि भुवनक्षयकृद्विरोध ॥१८॥ (व) ]

વિપરીત ગતિ આચરઇ વિવેક, કહ્યૂ પિતાનૂ ન કરઇ એક
આજ્ઞા સઘઇ મારગિ સાચરૂં માઇ બાપની સેવા કરૂ ૭૭
વત્સલ અમ્હો અછૂ તે ભણી, કીધા રાજકાજના ધણી
વિવેક કરઇ અધર્મ અપાર, તણઇ માગ્યિ નિરતુ વ્યાપાર ૭૮
વલી અહ્મ સરિસુ અપયસ કરઇ, મર્મવચન વાણી ઉચ્ચરઇ
'મહામોહ મદ મચ્છર કામ, એહનું મમત ટાલૂ ઠામ ૭૯

પૂર્વછાયુ

ન્યાઇ વચન વનિતા કહઇ એક વઇરી નઇ વ્યાધિ,
એ ઊઠન્તા છેદીઇ, તુ પામીઇ સમાધિ ૮૦

૭૩ ૨ બિ બ ૭૮ c વિવેક ન કરિ ધર્મ લગાર બ ૭૯ c માહોમાહિ બ d એહનુ મમસો ટાલૂ ઠામ બ ૮૦ c ઊપજતા બ d તો તા ,ઇ બ

